૬૫૫૪

(હરિદાસ વિહારીદાસ દેસાઈ સ્મારક નવલકથા માળા.)

મણકો ૧ લો.

# માણેક

બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત મૂળ બંગાળી
"રજની" નું ગુજરાતી અનુકરણ
કરનાર


## નારાયણ હેમચંદ્ર



મુંબઈ:
સરસ્વતી પ્રેસ.


--:o:--




સંવત્ ૧૯૫૨—ઈ. સ. ૧૮૯૬

કિંમત બાર આના.

૬૬૧૫

# આ પુસ્તકમાળામાંનાં આ લખનારનાં પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ કૃષ્ણલાલનું લિલ | ... | ... | ૦-૧૨-૦ | |
| ૨ માણેક | ... | ... | ... | ૦-૧૨-૦ |
| ૩ નંદકોર | ... | ... | ... | ૦-૧૨-૦ |
| ૪ પ્રેમકથા | ... | ... | ... | ૦-૧૨-૦ |
| ૫ સ્નેહ કુટિર | ... | ... | } તૈયાર છે. | |
| ૬ મણિભાઇ ... | ... | ... | | |
| ૭ કમળ કુમારી | ... | ... | } છપાય છે | |
| ૮ રાજર્ષિ ... | ... | ... | | |
| ૯ રત્નાવલી અને વાસવદત્તા | .. | | | |

આ મુખ્ય મુખ્ય પુસ્તકો વેચનારાઓને ત્યાંથી મળશે.

સદ્‌ગુણાલંકૃત રા૦ રા૦ મનઃસુખરામ
સૂર્યરામ ત્રિપાઠી.

આપ મારા ઉપર બહુ સ્નેહ તથા કૃપા રાખોછો તેના બદલામાં આપના સ્વર્ગવાસી મિત્ર હરિદાસ વિહારીદાસ દેસાઇ સ્મારક નવલકથામાળાનો મણકો ૨ જો, મારૂંક આપને ઉત્સર્ગ કરૂંછું તે સ્વીકારશો.

આપનો,

**નારાયણ હેમચંદ્ર.**

# આ ગ્રંથકારનાં પુસ્તકો.

૧. સ્નેહમંદિર ...( નવલ કથાઓ ) ... ૪
૨. વિષવૃક્ષ......... ( નવલ કથા )... ... ૦॥।
૩. દુર્ગેશનન્દિની ... ( નવલ કથા )... ... ૦॥
૪. જીવન પ્રભાત ... ( નવલ કથા )... ... ૧
૫. જીવન સંધ્યા ... ( નવલ કથા )... ... ૧
૬. યોગ જીવન ... ( નવલ કથા )... ... ૦॥।
૭. શરત્ચંદ્ર ...... ( નવલ કથા )... ... ૦॥
૮. સન્યાસી ...... ( નવલ કથા )... ... ૦।=
૯. ગંગા ગોવિંદ સિંહ ( નવલ કથા )... ... ૦॥।
૧૦. ઉત્તર રામ ચરિત...( વાર્તા ) ... ... ૦॥
૧૧. વૈદ્ય કન્યા.........( વાર્તા ) ... ... ૦।=
૧૨. હૃદય વિકાસ ...( પાંચ વાર્તા )... ... ૦।=
૧૩. ઉભરાઇ જતો પ્રેમ ... ... ... ૦।=
૧૪. શકુન્તલા ... ...( વાર્તા ) ... ... ૦)≡
૧૫. વિક્રમોર્વશી ... ...( વાર્તા ) ... ... ૦)≡
૧૬. માલતી માધવ ...( વાર્તા ) ... ... ૦।-
૧૭. ગ્રંથ ચર્ચા ... ... ... ... ... ૦।=
૧૮. કાવ્ય ચર્ચા... ... ... ... ... ૦।=
૧૯. નાટ્ય ચર્ચા... ... ... ... ... ૦।=
૨૦. સંગીત ચર્ચા ... ... ... ... ૦।=
૨૧. સાહિત્ય ચર્ચા ... ... ... ... ૧।

**મુખ્ય મુખ્ય ચોપડિયો વેચનારાઓને ત્યાં મળશે.**

# સૂચના.

જગત્માં બીજા બધા પદાર્થો કરતાં માણસ માણસનું મન વધારે ખેંચે છે. મનુષ્યના જીવનની જે કંઇ વાત હોય, તેના અનુભવ, તેના હર્ષ, તેનાં દુઃખ અને પરાક્રમ એ બધા ઉપર બીજી તમામ વસ્તુઓ કરતાં માણસનું મન વધારે ચોટે છે. પ્રત્યેક મનુષ્ય બીજા સર્વ માણસોમાં પોતાના જાતિભાઇ તરીકે વધતું ઓછું પણ દીલ આપ્યા સિવાય રહેતો નથી, કેમકે તેઓ બધી મનુષ્ય જાત રૂપી કુટુંબના મનુષ્યોજ છે; અને જેમ કોઇ માણસનું શિક્ષણ વધારે હોય, તેમ તેની સર્વ મનુષ્ય જાતના કલ્યાણને લગતી તમામ બાબતોમાં તેની સહૃદયતાનું વર્તુલ વધતું જાય છે.

માણસો એક બીજામાં કેટલું મન આપે છે તે તેઓ જે તસ્બીરો ચિતરે છે, જે બક્ષ મૂર્તિઓ પાષાણની બનાવે છે અને એક બીજાની જે કથા વાર્તાઓ કહે છે તે ઉપરથી અને બીજી હજાર રીતે જણાઇ આવે છે. તેથીજ જીવનચરિત્ર વાંચવામાં મનુષ્યનું મન ખરેખર બહુ લાગે છે. આટઆટલી નવલકથાઓ વંચાય છે, અને તેના સંખ્યાબંધ વાંચનારાઓ મળી આવે છે, તે સઘળાં કલ્પિત જીવનચરિત્રો છે કે બીજું

છઈ ? મનુષ્યો આટઆટલાં નાટકો જોવા ભીડ મચાવે છે તે જગતની રંગભૂમિ ઉપર રચાઇ ગયેલાં જીવન-ચરિત્રના સિવાય બીજું શું છે ?

તેથીજ જીવનચરિત્ર અને નવલકથા બધા શિક્ષકોનો ગુરૂ છે તેમાં વળી શ્રેષ્ઠ નવલકથા લખનારાઓ જનમંડળની સારીરીતે ઉન્નતિ કરનારાઓ છે, કારણ કે ધર્મોપદેશકો આપણને તીવ્ર સ્વરથી ઉપદેશ આપે છે કે, "પાપકર્મ કરતા ના" કવિ તે માર્ગને અવલંબીને શિક્ષણ આપતો નથી, તે કોઇને પાપકર્મ કરવાને કહેતો નથી. અથવા કોઇને પણ તે પાપકર્મ કરવાને અટકતો નથી. પરંતુ કૌશલથી એક પાપનું મોટું ચિત્ર આણીને સર્વની સામે ખડું કરે છે; તે ચિત્ર જે જુએ છે તે પાપનાં ઝેરી ફળનું પરિણામ જોઇને ભયથી ત્રાસ પામીને જલદીથી નાસી જાય છે. આ [illegible] પૃથિવીમાં ધર્મોપદેશકના શિક્ષણથી કેટલાં માણસોએ પાપકર્મ ત્યાગ્યાં છે ? પરંતુ કવિનો કેવો સુંદર ઉપદેશ છે ? કેવી કૌશલમયી શિક્ષા છે ? એમાં ધર્મોપદેશકની તીવ્રતા નથી—કઠોરતા નથી, મોહક [illegible], પ્રીતિદાયક થાય. ઉપર હરકતે શિક્ષણ મળે તે કરતાં ઉપદેશકના કરતાં વધારે નવલકથા ફળદાયક થાય છે.

નવલકથાના જગત્‌માં ધર્મગ્રંથની બરાબરી કરી શકે એવા નવલકથાના કેટલાક ગ્રંથો છે; અને તે ધર્મ-ગ્રંથના જેટલાજ ઉપકાર જનક છે. ઘણાક નવલકથા લખનારાઓએ ખરેચરા કવિની પીંછી લઇને મનુષ્યના મનનો મહિમા, સતીની છબી, સહનશીલતાની તસબીર એવી તો આશ્ચર્યકારક રીતે ચિતરી છે કે તે જોયાથી લાભ થાય છે. કેટલીક નવલકથામાં દુઃખની એવી વાર્તા લખેલી હોય છે કે તે વાંચ્યાથી હૃદયમાં દયા ઉત્પન્ન થયા વગર રહેતી નથી, આંખમાં બળજોરીથી આંસુની ધારા વહે છે.

આવો વિશ્વાસ હોવાથી હાલમાં મારા શુભેચ્છક સ્વ-ર્ગવાસી "**હરિદાસ વિહારીદાસ દેસાઇ સ્મારક નવલકથામાળા**"ના ૧૦૮ મણકા કાઢવાની ઇચ્છા કરી છે. જો ઈશ્વરેચ્છા હશે તો બે ત્રણ વર્ષમાં વિભિન્ન ભાષામાંથી સુંદર સુંદર નવલકથાનું અનુકરણ કરીને પ્રકટ કરવા ધારૂં છું.

મૂળ લૉર્ડલિટને લખેલી Last Days of Pompeii નામની ઉત્તમ નવલકથામાં નિદ્રિયા નામની એક આં-ધળી ફૂલવાળી છે, તેના સ્મરણથી માણેક સૂચિત થાયછે. જે માનસિક અથવા નૈતિક તત્ત્વ પ્રતિપાદન

કરવાની એ ગ્રંથની મતલબ છે, ને આંબળી યુવતીની મદદથી વિશેષ સ્પષ્ટતા લાભ કરી શકે તેથીજ આવા પાયા ઉપર માણેકનું ચરિત્ર નિર્માણ કરવામાં આવ્યું છે.

ઉપાખ્યાનનો ભાગ વિશેષ નાયક અથવા નાયિકાના દ્વારા કહેવો એ ચાલતી રચનાપ્રણાલીમાં ઘણું કરીને જોવામાં આવતું નથી, પણ એ કંઇ નવી રીતિ નથી. વિલ્કી કાલિન્સકૃત Woman in White નામના ગ્રંથમાં આ પહેલી રીતિ વાપરવામાં આવી છે. એ રીતિનો ગુણ એ છે કે જે વાત જેના મુખથી સાંભળવી સારી લાગે છે, તે વાત તેના મુખથી કહેવરાવવામાં આવે છે.

---

હિમાલય દારજીલિંગ.
તા૦ ૧૫–૫–૯૬.
} નારાયણ હેમચંદ્ર.

# માણેક.

## ખંડ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

### માણેકની હકીકત.

તમારાં સુખ દુઃખથી મારૂં સુખ દુઃખ ઓછું થઇ શકતું નથી. તમે અને હું જૂદી જૂદી પ્રકૃતિનાં છીએ. મારા સુખથી તમે સુખી થઇ શકશો નહિ. મારૂં દુઃખ તમે સમજવાના નથી. હું એક ચંબેલીના ફૂલના વાસથી સુખી થઇશ. વળી સોળ કળાનો ચંદ્રમા મારી આંખની સામે હજારો નક્ષત્ર-મંડલમાં વિકસિત થવા છતાં પણ હું સુખી થઇશ નહિ. તમે મારૂં ઉપાખ્યાન ધ્યાન દઇને સાંભળશો? હું જન્મથી આંધળી છું.

હું શી રીતે સમજું! તમારૂં જીવન દૃષ્ટિમય

છે, મારૂં જીવન અંધકારમય છે. દુઃખ આટલું છે કે હું એને અંધકાર તરીકે જાણતી નથી. મારી આ મીંચાયલી આંખોમાં તેજનો પ્રકાશ છે. હું જાણુતી નથી કે તમારો પ્રકાશ કેવો હશે!

તેમ છતાં મને સુખ નથી તેમ નથી. સુખ દુઃખ તમને મને લગભગ એક સરખું છે. તમે રૂપ જોઇને સુખી થાઓ છો, હું શબ્દ સાંભળીને સુખી થાઉં છું.

મારો બાપ પોરબંદરથી મુંબઇમાં ચાકરી કરવા આવ્યો છે. તેમને એક હલકી ચાકરી મળી છે, તેમાંથી તે જે કંઈ મેળવે છે તેનાથી મુંબઇનો ખર્ચ નીભવો મુશ્કેલ પડે છે. તેથી હું અને મારી મા દળણું દળીને કંઇક પૈસા મેળવીએ છીએ. હું રોજ દળણું દળું છું. મારૂં દળણું તે આંધળીનું દળણું કહેવાય છે.

ગમે તો છોકરો હોય કે છોકરી હોય, પણ આંધળાનું લગ્ન થવું ઘણું મુશ્કેલ છે. આંધળી હોવાથી મારૂં લગ્ન થયું નહિ. તે દુર્ભાગ્ય કે સૌભાગ્ય જે આંધળાં નથી તેજ સમજશે. ઘણીક અપાંગ-

રંગરંગિની અને કુમારી સાંભળીને કહી ગઇ હતી કે "અમે પણ આંધળી હોત તો કેવું!"

લગ્ન થયાં નહિ તેમાં મને દુઃખ નથી. મેં સ્વયંવર કર્યો હતો. એક દહાડો મારા બાપે મુંબઇનું વર્ણન મને સંભળાવ્યું હતું. તેમાં સાંભળ્યું કે રાજાબાઇ ટાવર એક મોટો મિનારો છે. તે ઘણો ઊંચો અને અચલ અટલ છે; તે તોફાનથી ભાગતો નથી; તેના ગળામાં કડેરાની સાંકળી છે. એ શેઠ એકલા જ છે. પછી મેં મનમાં ને મનમાં એ રાજાબાઇના ટાવરની જોડે લગ્ન કર્યાં. મારા સ્વામીના કરતાં મોટો બીજો કોણ છે? હું એ ટાવરની રાણી છું.

મેં કેવળ એ એક જ વિવાહ કર્યો નથી: જ્યારે રાજાબાઇના ટાવરની જોડે મેં લગ્ન કર્યા હતાં ત્યારે મારી ઉમ્મર પંદર વર્ષની હતી. સત્તર વર્ષની ઉમ્મર કહેતાં શરમ લાગે છે. સધવાવસ્થામાંજ બીજો એક વિવાહ થઈ ગયો! અમારી ઓરડીની પાસે ખુશાલદાસ અમીચંદ નામનો એક વાણિયો રહેતો હતો. હનુમાન ગલીમાં તેની એક

સોપારીની દુકાન હતી. તે કપોળની નાતનો હતો; અમે પણ કપોળ વાણિયા છીએ; એ વાસ્તે અમારે જરા દોસ્તી થઈ હતી. તેની જોડે હું વખતો વખત વાતચીત કરતી તથા ઘરમાં જે ખૂટતું હોય તે તેને ત્યાંથી ઉછીનું લઈને ચલાવતી હતી. એ ખુશાલદાસનો ચાર વર્ષનો એક નાનો દીકરો હતો. તેનું નામ કહાનજી હતું. એ કહાનજી સર્વદા અમારી ઓરડીમાં આવતો હતો. એક દહાડો એક વરઘોડો ધીરે ધીરે વાજતે ગાજતે અમારા ઘરની પાસેથી જતો હતો તે જોઈને કહાનજીએ મને પૂછ્યું "આ શું છે?"

મેં કહ્યું, "એ વરનો વરઘોડો છે." તે સાંભળીને કહાનજીએ રડવા માંડ્યું અને કહેવા લાગ્યો, "હું પણ વર થઈશ."

તેને કોઈ રીતે છાનો નહિ રખાયાથી મેં કહ્યું, "રોઈશ ના; તું મારો વર." આવું કહીને ગાંઠીઆ તેના હાથમાં આપીને મેં કહ્યું, "શું તું મારો વર થઈશ? તે બાળક ગાંઠીઆ હાથમાં મળ્યાથી છાનો રહ્યો અને બોલ્યો, "થઈશ."

એ ગાંડીઆ ખાધા પછી થોડી વાર સુધ મૂંગો રહીને તે બોલ્યો, "વલને થું તલવું ઘોઇએ?" તે બાળકની ખાતરી થઈ હતી કે વર કેવળ ગાંડીઆ ખાયછે. પણ હું જો તેમ કહું તો તે પાછો રોવાનું શરૂ કરે. એમ સમજીને મેં કહ્યું, "વર અનાજ એકઠું કરે." તે સાંભળીને કહાનજી સ્વામીનું કર્તવ્યાકર્તવ્ય સમજી લઇને હાથથી અનાજ ઉસરડવા લાગ્યો. ત્યારથી મેં તેને વર કહ્યો છે. તે મને વેરાયલું અનાજ એકઠું કરી આપે છે.

મારાં આ બે લગ્ન છે. હવે હાલની જટિલા કુટિલાઓને હું પૂછું છું કે હું સતી કહેવાઉં કે નહિ?

---

## પ્રકરણ ૨ જું.

મોટા માણસને ત્યાં દળણું પહોંચાડવું એ ભારે જોખમનું કામ છે. મારી મા જે કેટલાક માણસોનું દળણું દળવા લાવતી હતી તેમાંનો એક હનુમાન ગલીમાંનો અમારી નાતનો પરમાનંદદાસ પુરુષોત્તમદાસ નામનો વેપારી હતો. એ પરમાનંદદાસ શેઠની પાસે બે લાખ રૂપિઆનો જીવ હતો.

તે રૂનો વેપાર કરતો હતો. તેની ઉમ્મર ૬૩ વર્ષની હતી. તેની પહેલી સ્ત્રી ઘરડી ડોશી થઇ હતી; તેમાં વળી તેને દમનો રોગ લાગુ પડયો હતો; તેથી તે એક ઓરડામાં ખોંખોં કરતી પડી રહેતી હતી. એ શેઠે એક નવી બાઇડી કરી હતી; તેનું નામ મોતી હતું ને તેની ઉમ્મર ૧૯ વર્ષની હતી. તે લાડમાં લાડકી, ગૌરવની ગૌરવિની, માનની માતિની, આંખની કીકી, સોળ આના શેઠાણી હતી. તે પરમાનંદદાસ શેઠની ત્રિજોરીની ચાવી, બિછાનાની ચાદર, પાનનો ચૂનો, ને કળસિઆનું પાણી હતી. વળી તે પરમાનંદના તાવમાં કુઇનાઇન, ઉધરસમાં મોતીવાળાની ગોળી, શરદીમાં ફ્લાનલ અને આરોગ્યતામાં વૈદ્ય પ્રભુરામનો દાક્ષારસ હતી.

આંખો નથી તેથી હું મોતીને કદી જોઇ શકતી નહોતી. પણ મેં સાંભળ્યું છે કે તે રૂપાળી છે. રૂપ તો ગમે તેવું હોય પણ તેના ગુણ તો મેં સાંભળ્યા હતા. એ મોતી ખરેખર ગુણવંતી છે. ઘરના કામકાજમાં ચતુર છે. દાનંધર્મ કરવામાં ખુલ્લા હાથની છે, હૃદયની સરળ છે, પણ માત્ર વાકયમાં ઝેરી

છે. મોતીના પુષ્કળ ગુણોમાં એક એ છે કે તે ખરેખરા દાદાના જેવા વૃદ્ધ સ્વામીને ચહાતી હતી. કોઇ જુવાન સ્ત્રી જુવાન સ્વામીને એવી રીતે ચાહે છે કે નહિ તે શંક ભરેલું છે. વળી તે ચહાતી હતી તેમ તેને જુવાન પણ સજાવતી હતી. તે સજાવવાનો રસ કોને કહેવો? તે પોતાને હાથે સ્વામીના સફેદ વાળને નિત્ય કલપ ચોપડીને કાળા કરતી હતી. જો પરમાનંદદાસ શેઠ શરમથી કોઇ દહાડો મલમલનું સાદું ધોતિયું પહેરતા તો તે યુવતી પોતાને હાથે તે કઢાવીને નાગપુરી અથવા બંગાળી રેશમી કોરનું સુંદર જુવાનીને લાયકનું ધોતિયું તેમને પહેરાવતી; અને એ મલમલનું ધોતિયુ તરત કોઇ ગરીબને આપી દેતી હતી. પરમાનંદ વૃદ્ધાવસ્થામાં અત્તરની શીશી જોયાથી ભયથી નાસતા હતા; પણ મોતી તેમની ઊંઘની વેળાએ આખા શરીરે અત્તરનું મર્દન કરતી હતી. તેમનાં ચશ્માં ઘણું કરીને તે ચોરીને ભાગી નાખતી અને તેનું સોનું કાઢી લઇ જેની કન્યાનાં લગ્ન થવાની સંભાવના હોય તેને આપી દેતી હતી.

વળી ઊંઘમાં પરમાનંદનાં નસકોરાં બોલે ત્યારે તે કબાટમાંથી લંગર લઇને પહેરતી અને રમઝમ કરતી ઓરડામાં ફરતી, તેથી શેઠની ઊંઘ ઊડી જતી હતી.

અમે તેનું દળણું દળતાં હતાં તેનું દળામણ એક પાયલીનો એક આનો હતો, પણ મોતી અમને ચાર આના આપતી હતી; અને ચાર આનાનું દળણું થાય તો રૂપિઓ આપતી હતી. તેનું કારણ એ હતું કે હું આંધળી છું. વળી કોઈ કોઈ વાર તો એક આનાને બદલે બે રૂપિઆ પણ આપી દેતી; અને તે પાછા આપવા માંડીએ તો કહેતી હતી કે એ રૂપિઆ મારા નથી. અને જો બીજી વાર કહીએ તો ગાળો દઇને કાઢી મૂકતી હતી. તેના દાનની વાત મ્હો પર લાવ્યાથી તે મારવા આવતી હતી. ખરેખર, જો પરમાનંદદાસનું દળણું ન હોત તો અમારો ગુજારો થવો મુસ્કેલ પડત.

મોતી આટલા રૂપિઆ આપતી હતી, તે છતાં મોટા માણસને ત્યાં દળણું પહોંચાડવું. એ બહુ જોખમ ભરેલું શા માટે છે, તે સાંભળો.

એક દહાડો મારી માને તાવ આવ્યાથી તેનાથી

દળણું લઈ જવાયું નહિ; તેથી હું એકલી તે આપવા ચાલી. જો કે હું આંધળી છું કેગમે તેવી છું, પણ મુંબઇના રસ્તા મારે નખદર્પણ જેવા હતા. હાથમાં લાકડી લઇને હું બધી જગાએ જઇ શકતી હતી, પણ કોઇ વખતે ગાડી ઘોડામાં કચરાઇ નહોતી. માત્ર રસ્તે ચાલતા લોકોની સાથે ઘણીક વાર અથડાઇ હતી ખરી. તેનું કારણ એ હતું કે મારા જેવી આંધળી જુવાન છોકરીને જોઇને કોઇ કંઇ બોલતા નહોતા કે સંકોરાતા નહોતા; પણ ઉલટા કહેતા હતા કે શું તું દેખતી નથી? આંધળી છે? તે વેળાએ હું મનમાં એમ જ વિચાર કરતી કે "બેઉ આંધળાં છીએ."

દળણું લઇને હું મોતીની પાસે ગઇ. તે જોઇને તે બોલી, "આંધળી, વળી પાછી તું દળણું લઇને શા માટે મરવા આવી છે?" આંધળી કહેવાથી મારૂં અંતર બળી જતું હતું. હું તે વેળાએ ઘણું સખ્ત બોલવા જતી હતી; એટલામાં એકદમ ત્યાં કોઇના ચાલવાનાં પગલાં સંભળાયાં, અને જે આવ્યો તે બોલ્યો, "મા, આ કોણ છે?"

તેણે આ કહેવાથી મેં ધાર્યું કે એ પરમાનંદદાસનો પુત્ર હોવો જોઇએ. પણ તે કયો પુત્ર? મોટા પુત્રનો અવાજ તો એક દહાડો મેં સાંભળ્યો હતો. તે આના જેવો અમૃતમય નહોતો; તેમને આવી રીતે અતિ મધુર અને સુખકર પણ લાગ્યો નહોતો. તેથી હું સમજી કે એ શેઠનો નાનો છોકરો હોવો જોઇએ.

મોતી આં વખતે ઘણા મૃદુ અવાજથી બોલી, આ આંધળી આપણી દળણાવાળીની દીકરી છે. તે સાંભળીને તે છોકરે સાનંદાશ્ચર્યથી કહ્યું, "એ દળનારીની દીકરી છે! હું તો અનુમાન કરતો હતો કે એ કોઈ સારા માણસની છોકરી છે."

મોતી બોલી, "કેમ દળનારીની દીકરી થયાથી શું સારા માણસની દીકરી થતી નથી?"

નાનો શેઠ ખીસિઆણો પડી ગયો અને બોલ્યો, "કેમ નં થાય? ખરેખર, આ કોઇ સારા માણસની છોકરીના જેવી જણાય છે. એ આંધળી શાથી થઇ છે તે તમે જાણો છો?"

મોતી બોલી. "એ જન્મથી જ આંધળી છે."

નાના શેઠે કહ્યું, "જોઉં વારૂ?"

નાનો શેઠ અનેક વિદ્યાઓમાં ઘણો પારદર્શી હતો. તે બીજી વિદ્યાઓ જેમ યત્નથી શીખ્યો હતો, તેમ પૈસા કમાવાની પરવા ન રાખતાં તેણે ડાક્ટરી વિદ્યામાં પણ સારી કુશળતા સંપાદન કરી હતી. લોકોમાં ગુમાટો ઊડયો હતો કે મનમોહનદાસ (નાનો શેઠ) કેવળ ગરીબોને મફત દવા આપવા માટે ડાકટરી વિદ્યા શીખ્યો હતો. તેણે "જોઉં વારૂ" એમ બોલીને મને કહ્યું, "ઊભાં રહો જોઇએ?"

હું ગભરાતી ગભરાતી ઊભી થઇ.

નાના શેઠે કહ્યું "મારા તરફ જુઓ." પણ હું શું જોઉં, રાખ!

" આ તરફ આંખ ફેરવો જોઇએ. " એમ તેણે કહ્યાથી મેં મારી આંધળી આંખે શબ્દભેદી બાણ માર્યું. પણ નાના શેઠના મન પ્રમાણે થયું નહિ તેથી તેણે મારી દાઢી ઝાલીને મારૂં મ્હો પોતાના તરફ ફેરવ્યું.

ડાંકટરી વિદ્યાના કપાળમાં આગ લગાડું! તેને હાથ મારી દાઢીને અડકવાથી હું તો જાણે મરી ગઈ!

તે સ્પર્શ પુષ્પમય હતો. તે સ્પર્શમાં જુથી, જાતિ, મલ્લિકા, મોગરો, સેવતી, ચંબેલી ગુલાબ એ બધાં ફૂલોનો સુગંધ મળેલો હતો. મને એમ જણાવા લાગ્યું કે જાણે મારી આસપાસ ફૂલ છે; મારા માથામાં ફૂલ છે, મારા પગમાં ફૂલ છે, મારા પોશાકમાં ફૂલ છે, અને મારી છાતીમાં ફૂલનો ઢગલો છે. વાહવાહ! કિયા વિધાતાએ આ કુસુમમય સ્પર્શ ઘડયો હશે! તેથી જ પ્રથમ મેં કહ્યું છે કે આંધળીનું સુખ દુઃખ તમે સમજશો નહિ. આહા! તે માખણના જેવા કોમળ, પુષ્પગંધમય અને વીણાધ્વનિના જેવો સ્પર્શ! વીણાધ્વનિવત્ સ્પર્શ, જેને આંખ છે તે શી રીતે સમજે? મારૂં સુખ દુઃખ મારામાં જ રહો. જ્યારે તે સ્પર્શ યાદ આવે છે, ત્યારે બહુ વીણાધ્વનિ મારા કાનમાં સંભળાય છે, તે તમે વિલોલકટાક્ષકુશલિની શું સમજે!

નાના શેઠે કહ્યું, "આ આંખો સારી થવાની નથી."

આ સાંભળતાં જ મારી તો ઊંઘ ને ભૂખ ઊડી ગઈ.

પછી મોતીએ તેને પૂછ્યું, "તે સારી નહિ

થાય તો ભલે; પણ રૂપિઆ આપ્યાથી કોઈ એની જોડે લગ્ન કરી શકશે કે નહિ?"

મનમોહનદાસે કહ્યું, "શું આનું લગ્ન થયું નથી?"

મોતી બોલી, "ના. પણ રૂપિઆ ખાવાને આપ્યાથી તેનું લગ્ન થશે?"

મનમોહને કહ્યું, "શું તમે તેના લગ્નનો ખર્ચ આપશો?"

મોતી ગુસ્સે થઇને બોલી, "આવો છોકરો તો મેં ક્યાંઇએ જોયો નથી! મારે શું રૂપિઆ રાખવાની જગા નથી? હું તો લગ્ન થાય કે નહિ એજ પૂછતી હતી. મને સ્ત્રી જાતને બધા હકીકતની તો કાંઇ ખબર નથી; માત્ર એટલું પૂછું છું કે એનો વિવાહ થઇ શકે એમ છે?"

મનમોહનદાસ ઓરમાન માને સારી પેઠે ઓળખતો હતો. તે હસીને બોલ્યો, "તેમ નથી મા. તમે રૂપિઆ રાખો; હું તેના વિષે તજવીજ કરીશ અને કોઇ વર શોધીશ."

આથી હું મનમાં ને મનમાં મોતીને ગાળો દેતી દેતી ત્યાંથી નાઠી.

તેથી જ કહેતી હતી કે મોટા માણસના ઘરમાં દળણું લઇ જવું એ બહુ મુસ્કેલ છે.

ઘણી મૂર્ત્તિ ધારણ કરનારી ધરતી મા! તું શી રીતે દીઠામાં આવે છે? તું અનંત, અચિંતનીય શક્તિ ધરાવે છે, અસંખ્ય વિચિત્ર જડ પદાર્થો હૃદયમાં ધારણ કરે છે, તે બધું દીઠામાં કેવું છે? જેને જેને લોકો સુંદર કહે છે, તે બધાં દીઠામાં કેવાં છે? તારા હૃદયમાં જે અસંખ્ય, બહુ પ્રકૃતિવાન જંતુઓ વિચરણ કરે છે, તે બધાં જોવામાં કેવાં હશે? કહે મા! તારા હૃદયના સારભૂત પુરુષ જાતિ જોવામાં કેવી હશે? દેખાડ મા! તેમાં જેના હાથના સ્પર્શમાં આટલું સુખ છે, તે જોવામાં કેવો હશે? હું એ શી રીતે જોઉં? જોવાથી કેવું સુખ થતું હશે? એક મુહૂર્ત્તને માટે પણ તે સુખમય સ્પર્શ હું જોઇ શકતી નથી? દેખાડ મા! બહારની આંખ મીંચાયલી છો રહે; મારા હૃદયમાં આંખ ઉઘાડ. હું એક વાર અંતરની અંદર અંતર છુપાવીને મનની ઇચ્છા પ્રમાણે રૂપ જોઈ નારીજન્મનું સાર્થક કરૂં. સર્વે જુએ છે, તો હું શા

માટે ના જોઉં? કીડા પતંગ પણ જુએ છે, તો હું શા અપરાધથી જોઇ શકતી નથી? ફકત જોઉં તેમાં કોઇની પણ હાનિ થનારી નથી, કોઇને પણ કષ્ટ થનાર નથી, કોઇને પણ તેમાં પાપ લાગનાર નથી. બધા અચંબાથી જુએ છે. કિયા દોષથી હું કદી પણ જોઇશ નહિ?

પણ નહિ, નહિ! નસીબમાં નથી! હૃદયમાં શોધી વળી; ફકત શબ્દ સ્પર્શ ગંધ સિવાય બીજું કંઇ મેં મેળવ્યું નહિ.

મારૂં હૃદય ચિરાંઇને ધ્વનિ ઊઠવા લાગ્યા. શું દેખાડીશ! મારૂં રૂપ દેખાડ જો! કોઇ સમજ્યું નહિ. કોઇએ પણ આંધળીનું દુઃખ સમજ્યાં નહિ.

---

## પ્રકરણ ૩ જું.

ત્યારથી હું ઘણું કરીને દરરોજ શેઠ પરમાનંદદાસના ઘરમાં દળણું લઇને જતી હતી. પણ શા માટે જતી હતી તે હું જાણતી નહોતી. જેને આંખ નથી, તેણે આ યત્ન શા માટે કરવો જોઇએ? તેં જોઈ શકશે નહિ. તેને કેવળ બોલ-

વાનો શબ્દ માત્ર સાંભળવાની ઇચ્છા છે. શા માટે મનમોહનદાસ મારી પાસે આવીને વાતચીત કરશે? તે દિવાનખાનામાં રહેછે, હું પછવાડેના ભાગમાં જાઉંછું. જો તેની બાઇડી હોત, તોપણ તે તેની પાસે વખતો વખત પછવાડેના ભાગમાં આવત. પણ એક વર્ષથી કંઇક પહેલાં તેની સ્ત્રી મરી ગઈ હતી. તેણે હજી બીજું લગ્ન કર્યું નહોતું, એટલા માટે તે પણ આશા નથી. કદાચિત કાંઈ જરૂરના કામને માટે તે માતાઓની પાસે આવતો હતો. પણ હું જે વખતે દળણું લઈ જઇશ, તેજ વેળાએ તે ત્યાં આવશે. તેનું પણ કંઈ ઠેકાણું નહોતું; એટલા માટે હું માત્ર એક શબ્દ સાંભળવાની આશાથી આવતી હતી, તે આશા પણ સફળ થતી નહોતી. તથાપિ હું આંધળી દરરોજ દળણું આપવા અને લેવા આવતી જતી હતી. કેવી નિરાશામાં હું આવતી હતી તે તમે જાણતા નથી. પણ નિરાશ થઇને પાછી આવતી વખતે દરરોજ હું વિચાર કરતી હતી કે હું શામાટે આવુંછું? દરરોજ હું ધારતી

હતી કે હવે આવીશ નહિ, પણ મારી તે કલ્પના વૃથા થતી અને દરરોજ પાછી જતી હતી. જાણે કોઈ વાળ પકડીને મને લઈ જતો હતો. વળી નિરાશ થઇને પાછી આવતી હતી, અને પ્રતિજ્ઞા કરતી હતી કે હવે જઇશ નહિ; પણ પાછી જતી હતી. આવી રીતે દહાડા જવા લાગ્યા.

હું મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે શા માટે જાઉં છું? સાંભળ્યું છે કે સ્ત્રી જાતિ, પુરુષના રૂપથી મુગ્ધ થઇને તેને ચાહે છે. પણ હું તો આંધળી છું. મેં કોનું રૂપ જોયું છે? ત્યારે શા માટે જાઉં છું? વાત સાંભળવા? શું કોઇએ કોઇ વેળાએ સાંભળ્યું છે કે કોઈ સ્ત્રી ફક્ત શબ્દો સાંભળીને ઉન્માદિની થઈ છે? હું શું તેવી થઇ છું? તો શું સંભવે છે? જો તેમ હોય, તો શા માટે વાજું સાંભળવા માટે વગાડનારના ઘર તરફ જતી નથી? સતાર, સારંગ, એસરાંજ અને સારંગીના કરતાં શું મનમોહનદાસનો અવાજ વધારે સારો છે? ના, તે ખોટી વાત છે.

ત્યારે શું તે સ્પર્શ? હું જે ફૂલ બજારમાંથી

વેચાતાં લઈ આવું છું, કોઈ વખતે જે ફૂલ પાથરીને સુઈ રહું છું, અને કોઈ વાર જે ફૂલનો હાર ફરીને પહેરૂં છું, તે ફૂલના કરતાં તેનો સ્પર્શ શું વધારે કોમળ છે? ના, તેમ કાંઈ નથી. ત્યારે એ શું છે, તે આ આંધળીને કોણ સમજાવશે?

તમે સમજતા નથી. તમે શું સમજશો? તમારે આંખો છે, તેથી તમે રૂપને ઓળખી શકો છો. તમે રૂપ સમજો છો. પણ હું ધારૂં છું કે રૂપ એ જોનારનો માનસિક વિકાર છે; તેમજ શબ્દ પણ માનસિક વિકાર છે. રૂપ, રૂપવાનમાં નથી; જોનારના મનમાં છે. નહિતો એક જ ચીજને બધા જોનારા એક સરખી રૂપવાન શા માટે જોતા નથી? શા માટે એકના ઉપર બધા આસક્ત થતા નથી? તેજ પ્રમાણે શબ્દ પણ તમારા મનમાં છે. રૂપ એ માત્ર જોનારના મનનું એક સુખ છે; શબ્દ સાંભળનારના મનનું એક સુખ છે; અને સ્પર્શ એ પણ માત્ર અડકનારના મનનું એક સુખ છે. જો મારા રૂપ-સુખનો માર્ગ બંધ હોય, તો શબ્દ, સ્પર્શ, ગંધ, એ શા માટે રૂપ-સુખના પ્રમાણે

મનમાં સર્વમય ન થાય?

સુકી ધરતી ઉપર વરસાદ પડ્યાથી શા માટે તે ઉત્પાદિની ન થાય? સુકાં લાકડાંને આગ લગાડયાથી શા માટે તે નહિ સળગે? ગમે તો રૂપ હો, શબ્દ હો, સ્પર્શ હો, પણ શૂન્ય રમણી-હૃદયમાં સુપુરુ-પનો સ્પર્શ થયાથી શા માટે પ્રેમ નહિ જન્મે? જુઓ, અંધારામાં પણ ફૂલ ખીલે છે; મેઘે ઢાંક્યા છતાં પણ ચંદ્રમા ગગનમાં વિહાર કરે છે; માણુસ વિનાના જંગલમાં પણ કોકિલ બોલે છે; જે સાગરને તળિયે માણુસ કદી જતો નથી ત્યાં પણ રત્ન ઝળકે છે; તેમ આંધળાના હૃદયમાં પણ પ્રેમ જન્મે છે. તો મારી આંખો આંધળી થયા છતાં હૃદય શા માટે ખીલે નહિ?

એમ કેમ ન થાય? પણ તે કેવળ મને દુઃખ દેવા માટે છે. મૂંગાનું કવિત્વ કેવળ તેને દુઃખદાયી છે; તેમ બહેરાનો સંગીતાનુરાગ માત્ર તેની યંત્રણાને માટે છે. તે પોતાનું ગાયેલું પોતે સાંભળી શકતો નથી. મારા હૃદયમાં પ્રેમનો સંચાર તેવા જ દુઃખને માટે છે. પારકાનું રૂપ હું શી રીતે જોઉં?

મેં પોતાને જ કદી જોઈ નથી..રૂપ ! રૂપ ! મારામાં રૂપ છે ? આ ભૂમંડળમાં માણેક નામનો એક નાનો પત્થર કેવો દેખાય છે ? મને એક વાર જોયા પછી કદી પણ કોઇને ફરીથી જોવાની ઈચ્છા થાય નહિ? આ જગતમાં કોઈ એવો હલકો, ક્ષુદ્ર નથી કે જે મને સુંદર જુએ ? આંખો નહિ હોય તો સ્ત્રી સુંદર લાગતી નથી. મારી આંખો નથી. પણ ત્યારે કારીગર પત્થર ખોદીને આંખ વિનાની મૂર્ત્તિ શા માટે ઘડે છે? હું શું કેવળ તેવી પત્થર છું ? ત્યારે વિધાતાએ આ પાષાણમાં આ સુખદુ:ખથી ભરેલું પ્રેમલાંલસાપરવશ હ્રદય શા માટે મૂક્યું ! પાષાણનું દુ:ખ મેળવ્યું છે, તો પાષણનું સુખ શા માટે મેળવ્યું નહિ! સંસારમાં આવો ફરક શા માટે છે ! અનંત દુષ્કર્મીઓ પણ આંખથી જુએ છે; તો મેં પૂર્વે શો અપરાધ કર્યો હશે કે હું જોઈ શકતી નથી ! આ સંસારમાં વિધાતા નથી, વિધાન નથી, પાપ પુણ્યનો દંડ પુરસ્કાર પણ નથી. હું મરીશ.

મારા આ જીવનમાંથી ઘણાં વર્ષ ગયાં છે. ઘણાં વર્ષ આવી પણ શકશે. વર્ષે વર્ષે બહુ દિવસ,

દિવસે દિવસે બહુ ઘડી, ઘડીએ ઘડીએ બહુ પળ, તેમાં એક પળને માટે—એક પલકને માટે પણ મારી આંખો શું ઊઘડશે નહિ? એક પળને માટે આંખો ઊઘડે તો જોઈ લઉં કે આ શબ્દ સ્પર્શ-મય વિશ્વસંસાર શું છે? હું શું છું? મનમોહન-દાસ શું છે?

---

## પ્રકરણ ૪ થું.

હું દરરોજ દળણું લઈ જતી હતી. મનમોહ-નદાસનું બોલવું ઘણુંકરીને સાંભળતી નહોતી; તોપણ કદાચિત વચમાં વચમાં જે સેજસાજ સાંભળતી હતી, તે વખતની ખુશીનું વર્ણન કરી શકતી નથી. મને લાગતું હતું કે પાણીથી ભરેલો મેઘ ગર્જીને વર્ષે છે, ત્યારે તેને જેવો આનંદ થા-ય છે, તેવી મને પણ બોલવાની ઇચ્છા થતી હતી. હું દરરોજ ધારતી હતી કે બજારમાંથી એક સારો ફૂલનો તોરો લઇને તેમને ભેટ આપું; પણ વળી વિચાર થતો કે એમ શા માટે કરૂં? હું કાંઇ ફૂલ વેચનારી નથી કે તે લઇને આપું.

એ તો એક ખરાબ વાત સમજાય. એવી રીતે મારા મનની ઇચ્છા પૂર્ણ થઇ નહિ.

પણ મારૂં રોજ જવું થયાથી બાકી રીતે એક અચિંતનીય ફળ ફળ્યું. હું તેમાંનું કંઇ પણ જાણતી નહોતી. માબાપની વાતચીતથી તે પ્રથમ મારા જાણ્યામાં આવ્યું. એક દહાડો હું દળણું દળતી દળતી થાકીને ઊંઘી ગઈ હતી; એવામાં એક અવાજથી મારી ઊંઘ જતી રહી. અને જાગી એટલે માબાપની વાતચીતના શબ્દ સંભળાયા. હું ધારૂં છું કે તે વેળાએ દીવો કદાચ હોલવાઈ ગયો હશે; કેમકે હું જાગી છું, તે તેમણે જાણ્યું નહિ. મેં પણ મારૂં નામ સાંભળીને કંઈ પણ અવાજ કર્યા સિવાય પડી રહીને સાંભળ્યું. મા કહેતી હતી કે "ત્યારે એક રીતે તો નક્કી થયું છે ને?"

બાપે જબાબ આપ્યો, "નક્કીજ છે. એવાં મોટાં માણસ વચન આપે તે શું ફેરવે? વળી આપણી દીકરીમાં દોષ માત્ર એટલો જ છે કે તે આંધળી છે; નહિતો લોકો તપશ્ચર્યા કરીને પણ

આવી છોકરી મેળવી શકતા નથી." માએ પૂછ્યું, "ત્યારે પછી આટલું બધું શામાટે કર્યું?"

બાપે કહ્યું, "તું સમજી શકતી નથી કે તે કાંઈ આપણા જેવા પૈસાના ભૂખ્યા નથી. હજાર બે હજાર રૂપિઆ તો તેમની ગણતરીમાં નથી. જે દહાડે પરમાનંદદાસની સ્ત્રીએ માણેકની સામે લગ્નની વાત પહેલી કાઢી, તે દહાડાથી માણેકે દરરોજ તેની પાસે જવાનો આરંભ કર્યો હતો. તેણે છોકરાને પૂછ્યું હતું કે "રૂપિઆ આપવાથી આંધળીની જોડે કોઈ લગ્ન કરશે?" એનાથી ખચીત આપણી દીકરીના મનમાં આશા ઉત્પન્ન થઈ હશે કે એ દયાવંતી થઈ રૂપિઆ આપીને વર મેળવશે અને મારાં લગ્ન કરાવશે. તે દિવસથી દરરોજ માણેકને આવતી જોઈને મોતીએ ધાર્યું કે છોકરી લગ્નને માટે ઘણી આતુર થઈ છે. અને તે કેમ નહિ થાય? તેની ઉમ્મર પણ થઈ છે ને. તેમાં વળી મનમોહનદાસે રૂપિઆ આપીને ફરસનદાસને રાજી કર્યો છે. ગોપાળદાસ પણ રાજી થયો છે."

"ફરસનદાસ માધવદાસ, શેઠ પરમાનંદદાસનો

મુનિમ છે. ગોપાળદાસ તેનો છોકરો છે. તેની ઉમ્મર ત્રીસ વર્ષની છે. તેને એક સ્ત્રી છે, પણ તેને કંઈ છોકરૂં થયું નથી. ઘરનું કામકાજ જોનારી તો તે છે; એટલે પછી છોકરાંને માટે આંધળી સ્ત્રીમાં તેને કંઈ વાંધો નથી. તેમાં પાછી મોતી શેઠાણી તેને રૂપિઆ આપશે." આવી મા બાપની વાતચીતથી હું સમજી કે ગોપાળદાસની જોડે મારો વિવાહ નક્કી થયો છે. તે રૂપિઆની લાલચથી વીસ વર્ષની છોકરીની જોડે લગ્ન કરવાને રાજી છે. માબાપે જાણ્યું કે આંધળી દીકરીનો જન્મારો સુધર્યો. તેઓ ખુશી થવા લાગ્યાં. પણ મારા માથા ઉપર તો આકાશ તૂટી પડ્યા જેવું થયું.

ત્યાર પછી બીજે દહાડે મેં મનમાં નિશ્ચય કર્યો કે હવે હું મોતી શેઠાણીને ત્યાં જઈશ નહિ; અને મનમાંને મનમાં સેંકડો વાર તેને કાળમુખી કહીને ગાળો દીધી, તથા ગુસ્સાથી તેને મારવાની ઈચ્છા કરવા લાગી. શરમથી જાણે મરી જાઉં એમ થયું. દુ:ખથી રડવું આવવા લાગ્યું. વળી વિચાર કરવા લાગી કે મેં તે શેઠાણીનું શું બગાડ્યું? હતું કે તે

મારા ઉપર આટલો જુલમ કરવાને તૈયાર થઈ છે? જો તે મોટા માણસ તરીકે જુલમ કરીને સુખી થતી હોય, તો તેને જન્મથી આંધળી દુઃખિઆરીના સિવાય બીજુ કોઈ જુલમ કરવા લાયક મળતું નથી? એમ ધાર્યું કે, એક દહાડો જઇને તેને ખૂબ ઠપકો દેઈ આવું; ત્યારપછી ત્યાં જઈશ નહિ. તેનું દળાણુ દળીશ નહિ અને તેના પૈસા પણ લઈશ નહિ. મા જો તેનું દળાણુ દળીને પૈસા લાવશે તો તે પૈસાનું અન્ન હું નહિ ખાઊં. પછી ખાધા વિના મરવું પડે તો હરકત નહિ. વળી વિચાર કર્યો કે તેમને એમ કહીશ કે મોટાં માણસ થયાં તે શું પારકાને પીડવા? હું આંધળી છું તેની પણ તમને દયા આવતી નથી? પૃથ્વીમાં જેને કંઈ સુખ નથી, તેને વગર વાંકે દુઃખ દીધાથી તમને શું સુખ મળેછે? એમ બોલવાનો જેટલો વિચાર કરૂં તેટલાં આંખો-માંથી આંસુ આપોઆપ પડે. તે સાથે મનમાં એવો ડર લાગે કે કદાચ કહેવાની વખતે એ બધી વાતો વિસરી જવાશે.

યથાસમયે પાછી હું શેઠ પરમાનંદદાસના ઘર

તરફ ચાલી. દળણું લેઇને જઇશ નહિ એવું ધાર્યું હતું; પણ ખાલી હાથે જવાની શરમ લાગી. શું કહીને ત્યાં જઇને બેસું ? તેથી આગળના પ્રમાણે તેનું દળણું લઇને, પણ માથી છાનીમાની ગઈ.

દળણું આપ્યું; અને ઠપકો દેવાના વિચારથી મોતી શેઠાણીની પાસે જઇને બેઠી. પણ શું કહીને પ્રસંગ કાઢું ? રામ ! રામ ! શું કહીને વાતની શરૂઆત કરૂં ? પહેલાં શી વાત કાઢવી ? જ્યાં ચારે બાજુએ આગ સળગે છે, ત્યાં પહેલાં કેઈ તરફ હોલવું ? કંઈ પણ કહેવાયું નહિ. વાત કાઢી શકી નહિ ! રોવું આવવા લાગ્યું !

એટલામાં સારા નસીબે મોતી શેઠાણીએ વાત ઉપાડી. તેણે કહ્યું, "આંધળી, તારૂં લગ્ન થશે."

હું બળી ઊઠીને બોલી, "રાખ થશે."

શેઠાણીએ કહ્યું, "કેમ ? મનમોહનદાસ લગ્ન કરાવશે. કેમ થશે નહિ ?"

આથી હું વધારે બળીને બોલી, "મેં તમારો એવો શો અપરાધ કર્યો છે ?"

શેઠાણી ગુસ્સે થઇને બોલી, "મર રાંડ ! શું

તારે લગ્ન કરવાની મરજી નથી?"

હું માથું ધુણાવીને બોલી, "ના." શેઠાણી આથી વધારે ગુસ્સે થઇને બોલી, "પાપિયણ, તું ક્યાંની છે? શા માટે લગ્ન નહિ કરૂં?"

મેં કહ્યું, "મારી ખુશી."

શેઠાણીને સંદેહ થયો. તેને લાગ્યું કે હું ભ્રષ્ટા છું નહિતો લગ્ન કરવાને શા માટે ના પાડું,? તે ઘણી ગુસ્સે થઇને બોલી, "કાળા મ્હોની, ચાલ નીકળ અહિંથી, નહિતો ઝાડુ મારીને કાઢી મૂકીશ. જા, જલદી જા."

હું ઉઠી. મારી બેઉ અંધ આંખોમાંથી આંસુ પડયાં, તે એ શેઠાણીના જોવામાં આવ્યાં નહિ. ત્યાંથી પાછી ફરીને ઘર તરફ જતાં, દાદરમાં આવીને હું જરા થોભીને ચારે બાજુએ જોવા લાગી. એટલામાં અકસ્માત કોઇનાં પગલાં સંભળાયાં. આંધળાની સાંભળવાની શક્તિ કુદરતી તીક્ષ્ણ હોય છે. હું બે ત્રણ વાર અવાજ સાંભળીને ઓળખતી હતી કે આ કોનાં પગલાં છે. આ પગલાંના અવાજથી મેં જાણ્યું કે એ મનમોહનદા-

સનાં છે. તેથી હું ત્યાં જ દાદરમાં બેસી ગઈ. પછી તે મારી પાસે આવી મને જોઇને ઉભો રહ્યો; અને એમ લાગે છે કે તેણે મારી આંખમાંનાં આંસુ જોયાં હશે. તેણે પૂછ્યું, "કેમ માણેક!"

પાછલું બધું હું ભૂલી ગઈ; ગુસ્સો ભૂલી ગઈ, અપમાન ભૂલી ગઈ, દુઃખ ભૂલી ગઈ. માત્ર "કેમ માણેક" એ શબ્દો મારા કાનમાં ગણુગણુવા લાગ્યા. મેં કંઈ જવાબ આપ્યો નહિ, એમ ધારીને કે બીજી બે ત્રણ વાર પૂછે, અને હું તે સાંભળીને કાનને તૃપ્ત કરૂં.

પછી તેણે જ પૂછ્યું, "માણેક, તું શા માટે રૂવેછે?"

મારા અંતરમાં આનંદ ઉભરાવા લાગ્યો અને આંખમાંનાં આંસુ પણ વધારે ઉભરાવા લાગ્યાં. વળી પૂછે તો ઠીક એમ ધારીને હું બોલી નહિ. મેં ધાર્યું કે હું કેવી ભાગ્યશાળી છું! વિધાતાએ મને આંધળી કરીછે, પણ બહેરી કરી નથી!

ફરીથી તેણે પૂછ્યું; "શા માટે તું રૂવેછે? શું કોઈએ તને કંઈ કહ્યું છે?"

આ વખતે મેં જબાબ આપ્યો. તેની જોડે વાતચીતનું સુખ જો જન્મમાં એક વાર મળ્યું છે, તો શા માટે તેનો ત્યાગ કરૂં? મેં કહ્યું, "મોતી શેઠાણીએ મને ઠપકો દીધો."

મનમોહનદાસે હસીને કહ્યું, "માની વાતને ગણકારતી ના. તેનું મ્હો છૂટું છે. તું મનમાં ગુસ્સે થઈશ નહિ. મારી જોડે ચાલ. હમણાં તે પાછી સારી વાતચીત કરશે."

તેની જોડે શા માટે ના જાઉં? તેણે બોલાવી છે. હવે ગુસ્સો કેમ રહી શકે? હું ઊઠી અને તેની જોડે ઉપર જવા લાગી. તે આગળ આગળ દાદર પર ચઢવા લાગ્યો અને હું તેની પછવાડે પછવાડે જવા લાગી. તેણે કહ્યું, "તું જોઈ શકતી નથી અને શી રીતે દાદર ચઢેછે? જો તું ના ચઢી શકતી હોઉં. તો હું તારો હાથ ઝાલીને લઈ જાઉં."

મારૂં શરીર ધ્રુજવા લાગ્યું. આખા શરીર ઉપરનાં રૂંવાટાં ઊભાં થયાં. તેણે મારો હાથ ઝાલ્યો. ભલે ઝાલે. લોકો નિંદા કરે તો છો કરતાં. મારો નારીજન્મ સાર્થક થાયો. હું કોઈની

મદદ સિવાય મુંબઇની ગલીએ ગલીએ ફરી શકું છું, પણ મનમોહનદાસ શેઠને મેં મના કરી નહિ. તેમને શું કહું? શું કહીને બોલાવું? લાયક શબ્દ મળતાં નથી.

તેણે હાથ ઝાલ્યો તે મારા મનથી તો જાણે એક પ્રભાતપ્રફુલ્લ પદ્મપાખડીઓથી મારૂં હૃદય ઘેરી લીધું હોયની! જાણે ગુલાબની માળા ગુંથીને કોઇએ મારા હાથમાં ભરાવી હોયની એમ લાગવાં માંડયું. મને બીજું કંઇપણ સ્મરણ નથી. તે વેળાએ મને એવી ઇચ્છા થઇ હતી કે હમણાં શા માટે મરી નહિ જાઉં? ગળીને પાણી થઇ જવાની ઇચ્છા થઇ હતી. ઇચ્છા કરી હતી કે તે અને હું બંને ફૂલ થઇને આવી રીતે અડકીને કોઇ જંગલી ઝાડપર જઇને એક શાખા ઉપર ઝુલીએ! બીજું શું મનમાં આવ્યું હતું તે યાદ નથી. જ્યારે હું દાદર ચઢી ચૂકી ત્યારે તેણે મારો હાથ છોડ્યો. તે વેળાએ મેં લાંબો નિસાસો મૂક્યો. સંસાર પાછો યાદ આવ્યો. તેની જોડે યાદ આવ્યું કે, શું કર્યું પ્રાણેશ્વર! નહિ સમજતાં શું કર્યું? તમે મારો

પાણીગ્રહણ કર્યો છે. હવે તમે મને સ્વીકારો કે ન સ્વીકારો, તમે મારા સ્વામી છો, હું તમારી સ્ત્રી છું. આ જન્મમાં દળનારીની આંધળી દીકરીનો બીજો કોઈ સ્વામી થશે નહિ.

તે વેળાએ શું કાળા મ્હોનાં માણસોની નજર અમારાં પર પડી હતી? હા તેમજ થયું છે.

---

## પ્રકરણ ૫ મું.

મનમોહનદાસે પોતાની ઓરમાન માની પાસે જઈને પૂછ્યું, "માણેકને તમે શું કહ્યું હતું? તે રડેછે." મોતી શેઠાણી મારી આંખમાં આંસુ જોઇને ખીસિઆણી પડી ગઈ. તેણે મને વહાલ દેખાડવાને પોતાની પાસે બેસાડી, અને મીઠી મીઠી વાતો કરવા માંડી. તે પોતાંના સાવકા છોકરાની આગળ બધી વાત કરી શકી નહિ. મનમોહનદાસ ઓરમાન માને ખુશી થયલી જોઇને પોતાની સગી માની પાસે કાંમ હતું તેથી તે તરફ ગયો. પછી હું પણ ત્યાંથી નીકળીને ઘેર આવી.

બીજી તરફ ગોપાળદાસની જોડે મારૂં લગ્ન

કરવાની તૈયારી કરવાની શરૂઆત થઇ. દહાડો મુકરર કર્યો. મેં તે વેળાએ શું કર્યું? દળણું દળવું મૂકી દીધું; અને રાત દહાડો શું કર્યાથી લગ્ન બંધ રહે તેનોજ વિચાર કરવા લાગી. પરંતુ મારી માને તો આનંદ થતો હતો, પિતાને ઉત્સાહ થતો હતો, અને મોતી શેઠાણીનો ઉદ્યોગ ચાલુ હતો. મનમોહનદાસ એ સગપણ કરાવનારો દલાલ હતો. પણ મનમોહનદાસ સગપણ કરાવનારો વચલો માણસ છે એમ કેહવું ઘણું કષ્ટદાયક છે. હું એકલી તથા આંધળી છું; શી રીતે એને અટકાવું? કાંઈપણ ઉપાય જડયો નહિ. દળણું દળવું છોડયું, તેથી માબાપે જાણ્યું કે લગ્નના આનંદમાં વિહ્‌વલ થઇને હું દળતી નથી.

એવામાં ઇશ્વરે મને એક મદદગાર મોકલ્યો. આગળ કહ્યું છે કે ગોપાળદાસનો એક વિવાહ થયો હતો. તેની સ્ત્રીનું નામ ચંપા હતું. એ ચંપા જ કેવળ આ લગ્નમાં નારાજ હતી. એ જરા કડક મિજાજની હતી. શૉક્ય ઘરમાં ના આવે તેને માટે તજવીજ કરવામાં તેણે કંઇ મણા રાખી ન હોતી.

હીરાલાલ નામનો એ ચંપાનો એક ભાઇ હતો. તે ચંપા કરતાં દોઢ વર્ષે નાનો હતો. એ હીરાલાલ પુષ્કળ દારૂ પીતો હતો. વળી તે ગાંજો પણ પીતો હતો એમ સાંભળ્યું છે. તેના બાપે તેને ભણાવ્યો ન હતો; તોપણ તે ગુજરાતી સારી રીતે લખતાં વાંચતાં શીખે એવી તજવીજ તેણે કરી હતી. પરમાનંદદાસ શેઠની સિફારસથી એક જગ્યાએ મહેતાના કામપર તે વળગ્યો હતો. પણ છાકટપણાને લીધે તેની નોકરી ગઇ હતી. કરસનદાસે તેના દમમાં ભોળવાઇને લાભની આંશાથી તેને એક કાપડની દુકાન કાઢી આપી. એ દુકાનમાં લાભ મેળવવો તો બાજુએ રહ્યો પણ ઉલટું કરજ થયું, તેથી દુકાન બંધ કરવી પડી. ત્યાર પછી તેણે બીજા ઘણા ઉદ્યોગ કર્યા પણ ફુશામાં ફાવ્યો નહિ. તેથી હવે સંસારમાં રહી શકવાનો એકે આરો નહિ જોયાથી તે ચંપા બેનનો છેડો પકડીને બેઠો.

ચંપાએ પણ તેને પોતાનું કામ કાઢી લેવામાં

લગાડયો. એનની પાસેથી બધી હકીકત સાંભળી લઇને તેણે પૂછયું, " શું રૂપિઆની વાત ખરી છે કે? જો એ આંધળાની જોડે પરણશે તેને શું રૂપિઆ મળશે? "

ચંપાએ તેનો સંદેહ ટાળયો. તેને રૂપિઆની ઘણી જરૂર હતી, તેથી તરતજ તે મારે ઘેર આવ્યો. મારા બાપ તે વખતે ઘરમાંજ હતા. હું રસોડામાં હતી, ત્યાં રહે રહે અજાણ્યો માણસ બાપની જોડે વાતચીત કરે છે એમ અવાજ પરથી જાણીને કાન લગાડીને હું તેમની વાતચીત સાંભળવા લાગી. હીરાલાલનો અવાજ ઘણો કર્કશ અને ખરાબ હતો.

તે કહેતો હતો કે, " તમે શાક્ય ઉપર શા માટે છોકરી દો છો? "

મારા બાપ દુઃખીત થઇને બોલ્યા, " શું કરૂં? એમ ના કરૂં તો તેનાં લગ્ન થતાં નથી. આટલાં વરસ વહી ગયાં તોપણ તેનાં લગ્ન થયાં નહિ. "

હીરાલાલે કહ્યું, "શા માટે તમે એ છોકરીના લગ્નની ચિંતા કરો છો ?"

બાપા હસીને બોલ્યા, "હું ગરીબ છું. જેમ તેમ કરીને મારો ગુજરો કરૂં છું. એવા ગરીબની છોકરી જોડે કોણ પરણે ? તેમાં વળી મારી છોકરી આંધળી છે અને તેની ઉમ્મર પણ મોટી થઈ છે."

હીરાલાલ બોલ્યો, "શું વરની કંઈ ખોટ છે ? મને કહો તો હું પરણું. હમણાં તો મોટી છોકરીઓની માગણી થાય છે. હું જ્યારે **હિતવાદી**નો અધિપતિ હતો ત્યારે મોટી ઉમ્મરની છોકરીઓના વિવાહ કરવા વિષે લખાણો કરતો હતો, તે વાંચીને આકાશનો મેઘ ગર્જી ઊઠતો હતો. બાળલગ્ન બહુ બૂરૂં છે. છોકરીને મોટી કરીનેજ પરણાવવી જોઇએ. લાવો, મને દેશનો સુધારો કરનારના ઉદાહરણરૂપ થવા દો. હું જ તમારી દીકરીની જોડે લગ્ન કરીશ."

તે વેળાએ તેની ચાલ ચલગત વિષે અમે

ઘણું જાણતાં નહોતાં; પછવાડેથી સાંભળ્યું હતું. મારો બાપ ટાળાટાળી કરવા લાગ્યો. એક વિદ્વાન જમાઈ હાથથી જાય છે એવું ધારીને તે જરા દુઃખિત થયો; અને આખરે બોલ્યો, " એનું સગપણ નક્કી થઈ ગયું છે; હવે તે ફેરવાય એમ નથી. તેમાં વળી એ વિવાહનો કરાવનાર શેઠ મનમોહનદાસ છે. તેઓજ લગ્ન કરાવશે. તેઓ જે કરશે તેજ થશે. તેઓએજ ગોપાળદાસની જોડે સગપણ કર્યું છે. "

હીરાલાલ બોલ્યો, " તેઓની મતલબ તમે શું સમજો! મોટા માણસની ચાલચલણનો પાર પામવો બહુ મુશકેલ છે. તેમના ઉપર વિશ્વાસ રાખશો નહિ. તે પછી તેણે હળવે હળવે કાંઈ કહ્યું, તે હું સાંભળી શકી નહિ. પણ તેના જવાબમાં મારા બાપે કહ્યું, " આ શું! નહિ, મારી આંધળી દીકરી પર? "

હીરાલાલ તે વેળાએ નિરાશ થઇને ઘરની ચારે બાજુએ જોવા લાગ્યો. પછી બોલ્યો, " તમારા

ઘેરમાં દારૂ નથી કે?" મારા બાપે આશ્ચર્ય પામીને કહ્યું, "દારૂ શા માટે રાખું!"

દારૂ નથી તે જાણીને હીરાલાલ જ્ઞાનિના પ્રમાણે બોલ્યો, "એ તો તમને સાવચેત કરવા માટે મેં કહ્યું હતું. હમણાં સારા માણસની જોડે સગપણ કરવા જાઓછો તો એ ચીજને ઘરમાં રાખવી નહિ.

તેનું આ બોલવું મારા બાપને સારૂં લાગ્યું નહિ. તે ચુપ થઇ રહ્યા. હીરાલાલ પણ લગ્નમાં કે દારૂમાં એકેમાં દેશના ચઢતીનો દાખલો બેસાડી નહિ શક્યાથી દીલગીર થઇને ત્યાંથી જતો રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

વિવાહનો દહાડો ઘણો પાસે આવી પહોંચ્યો. ફક્ત એક વરઘ બાકી રહી. હવે ઉપાય નથી, છૂટકો નથી. ચો તરફથી રેલનું પાણી ગર્જના કરતું આવેછે. ખચીત હું ડૂબવાની!

તે વેળાએ બાપને એક બાજુએ મૂકી માતાના

પગે પડીને હું રડવા લાગી. હાથ જોડીને કહેવા લાગી કે, મારૂં લગ્ન કરીશ નહિ, હું કુંવારી રહીશ.

માએ આશ્ચર્ય પામીને પૂછ્યું, "શા માટે! શા માટે! તેનો જબાબ હું આપી શકી નહિ. ત્યારે કેવળ હાથ જોડીને બેઠી. કેવળ રોવા લાગી. આ કંટાલો ખાઇ ગુસ્સે થઇને ગાળો દેવા લાગી. આખરે તેણે મારા બાપને કહ્યું. બાપ પણ ગાળો દેતો મને મારવા આવ્યો. હું કંઇ પણ બોલી શકી નહિ.

ઉપાય નથી! છૂટકો નથી! હું ડૂબી! તે દહાડે બપોરે ઘરમાં હું એકલી હતી. મારો બાપ લગ્નનો સામાન લેવા ગયો હતો. મા આસપાસના માણસોને તેડાં કરવા ગઇ હતી. જ્યારે ઘરમાં કોઇ રહેતું નહોતું ત્યારે હું બારણું અડકાવીને બેસતી હતી. કોઇ વખતે કહાનજી મારી પાસે બેસતો હતો. આજ પણ તે મારી પાસે બેઠો હતો. એટલામાં કોઇ બારણું ધકકેલીને અંદર પેઠું. તેનાં પગલાં પરિચિત નહોતાં, તેથી મેં પૂછ્યું, "કોણ છે?"

ઉત્તર આવ્યો, "તારો જમ-દૂત છું."

એ બોલવું ગુસ્સાનું હતું ખરૂં, પણ અવાજ સ્ત્રીનો હતો. હું ડરી નહિ, પણ હસીને બોલી, "મારો જમ-દૂત કોણ છે? ત્યારે આટલા દહાડા ક્યાં હતી?"

તેનો ગુસ્સો નરમ પડયો નહિ. તે બોલી, "હમણાંજ જાણીશ! પરણવાની ઘણી ઇચ્છા થઇ છે કેમ! કાળા મ્હોની, અભાગિયણ!" ઇત્યાદિ ગાળોના વરસાદનો આરંભ થયો. એમ ગાળો દઇ રહ્યા પછી તે બોલી, "આંધળી, જો તું મારા સ્વામિની જોડે પરણીશ તો જે દહાડે તું ઘરમાં પગ મૂકીશ, તેજ દહાડે તને ઝેર દઇને મારી નાખીશ."

હું સમજી કે ચંપા પોતે આવેલી છે. મેં તેને માન આપીને બેસવા કહ્યું. પછી બોલી, "સાંભળો, તમારી જોડે મારે વાત કરવી છે." આટલી ગાળોના જવાબમાં મને ઉલટી માન આપતી જોઇને તે જરા શાંત થઇને બેઠી.

મેં કહ્યું, "સાંભળો, આ લગ્નથી તમને જેમ

દુઃખ થાય છે, તેમ મને પણ દુઃખ થાય છે. મારૂં લગ્ન ન થાય તેમ કરવાને હું રાજી છું. શાથી મારાં લગ્ન ન થાય તેની તમે કાંઇ તદબીર બતાવો છો?"

ચંપા આશ્ચર્ય પામીને બોલી, "તે વિષે તમારાં માબાપને કેમ કહેતાં નથી?"

મેં કહ્યું, "તેમને હજારો વાર કહ્યું પણ તે તો કંઇ સાંભળતાં નથી."

તેણે કહ્યું, "તો તમે પરમાનંદદાસ શેઠને ઘેર જઇ તેમને હાથે પગે લાગીને કેમ કહેતાં નથી?"

મેં કહ્યું, "તેનાથી પણ કાંઇ વળ્યું નહિ."

તે જરા વિચાર કરીને બોલી, "ત્યારે તમે એક કામ કરશો?"

મેં પૂછ્યું, "શું?"

તેણે કહ્યું, "તમે બે દહાડા છુપાઇ રહેશો?"

મેં પૂછ્યું, "ક્યાં છુપાઊં? મારે છુપાવાની જગા ક્યાં છે?"

પાછી વિચાર કરીને તે બોલી, "તમે મારા બાપના ઘરમાં જઇને રહેશો?"

મેં વિચાર કર્યો કે આ કંઇ ખરાબ સલાહ નથી. છૂટવાનો બીજો કાંઇ ઉપાય તો છે નહિ. પછી હું બોલી, "હું આંધળી છું; મને ત્યાં દોરી કોણ જાય? અને તેઓ શી રીતે મને પોતાના ઘરમાં ઘાલે?"

તમારી સર્વનાશિની કુપ્રવૃત્તિની મૂર્તિમતી થઇને આવી હતી, તેથી તેણે કહ્યું, "તેની તમારે ફિકર કરવી નહિ; એ બધાનો બંદોબસ્ત હું કરીશ. તમારી જોડે માણસ મોકલીશ. તમે જવાની ઇચ્છા તો કરો!"

ડૂબવાની વખતે લાકડું મળવા પ્રમાણે આ યોજના મને બચવાના એક માત્ર ઉપાય તરીકે લાગી. હું તેમાં રાજી થઇ.

ચંપાએ કહ્યું, "ઠીક છે ત્યારે તૈયાર રહેજો. રાતે બધાં ઊંઘી જશે ત્યારે હું બારણાને ટકોરા મારીશ, તે વેળાએ તમે બહાર નાકળજો."

મેં તે ખુશીથી કબૂલ કર્યું.

પછી અર્ધી રાતે દરવાજા ઉપર ટકોરાનો અવાજ થયો. હું જાગ્રત થઇ અને એક લૂગડું માત્ર લઇને બારણું ઉઘાડીને બહાર નીકળી. હું સમજતી હતી કે ચંપા ઊભી છે, તેથી તેની જોડે ચાલી. તે વેળાએ મેં એક વાર પણ વિચાર કર્યો નહિ, એક વાર પણ હું સમજી નહિ કે આ કેવું ખરાબ કામ કરૂં છું! મા બાપને માટે મન દીલગીર થયું ખરૂં, પણ તે વેળાએ મનમાં હતું કે હું થોડા દહાડાને માટે જાઉં છું. લગ્નની વાત પડી ભાગશે એટલે પાછી આવીશ.

હું ચંપાના ઘરમાં–મારે સાસરે (?) આવી પહોંચી એટલે તરત તેણે એક માણસની સાથે મને વિદાય કરી. કદાચ તેનો સ્વામી જાણવા પામે એ ડરથી તેણે ઘણી ઉતાવળ કરી. મારી સાથે મોકલવાને જે માણસને તૈયાર કર્યો હતો તેની જોડે જવાને મેં બહુ વાંધો લીધો; પણ ચંપાએ એવી ઉતાવળ કરી કે મારો વાંધો ક્યાંનો ક્યાં તણાઇ ગયો. વાંચનાર, ધારો કે મને મૂકવાને કયો માણસ આવ્યો? હીરાલાલ.

હીરાલાલની ખરાબ ચાલચલણ વિષે હું કંઇ

પણ જાણતી નહોતી, તેથી. તેનેં વાસ્તે તો મેં વાંધો લીધો નહોતો. પરંતુ પણ તે જુવાન હતો અને હુંએ જુવાન હતી, તેથી તેની જોડે એકલી શી રીતે જાઊં? આ જ મારો વાંધો હતો. પણ તે વેળાએ મારૂં બોલવું કોણ સાંભળે? હું આંધળી છું, રસ્તાથી અજાણી છું, અને રાતે આવી છું તેથી રંસ્તામાં થતા શબ્દોથી નિશાનીઓ ઓળખી રાખીને આવું છું, તેવા કાંઈ શબ્દો પણ તે વખતે સાંભળી શકી નહિ, એટલા માટે મદદ વિના પાછી ઘેર જઇ શકતી નહોતી. અને ઘેર પાછી ગયાથી પણ વિવાહનું પાપ તો ઊભુંજ છે! તેથી લાચારીથી મારે હીરાલાલની સાથે જવું પડ્યું. તે વેળાએ મનમાં આવ્યું કે આંધળાનો બેલી બીજો કોઇ હોય કે નહિ. હોય, પણ માથા ઉપર દેવતા તો છે; તેઓ કદી પણ મોતી શેઠાણીની પેઠે પીડિતને પીડા કરશે નહિ. તેઓમાં દયા છે, શક્તિ છે; જરૂર તેઓ દયા કરીને મને બચાવશે. નહિતો પછી દયા કોને માટે છે!

તે વેળાએ હું જાણુતી નહોતી કે ઇશ્વરી નિયમ કંઇ વિચિત્ર પ્રકારનો છે–મનુષ્યની બુદ્ધિથી અગમ્ય છે. આપણે જેને દયા કહીએ છીએ, તે ઇશ્વરના અનંત જ્ઞાનની આગળ દયા નથી. આપણે જેને પીડિત કહીએ છીએ, તે તેના અનંત જ્ઞાનની આગળ પીડિત નથી. તે વેળાએ હું જાણુતી નહોતી કે આ સંસારનું અનંત ચક્ર દયા વિનાનું છે; તે અટક્યા વિના નિયમિત માર્ગે ફરે છે. તેના મોટા વેગના માર્ગમાં જે પડશે, પછી તે આંધળું હો, પાંગળું હો, કે શોકાતુર હો, પણ કચરાઇ મરશે. હું આંધળી નિરાશ્રય તુલ્ય, તે એવા અનંત સંસાર ચક્રનો માર્ગ છોડીને શા માટે જાઉં!

હીરાલાલના જોડે હું મોટે રસ્તેથી ચાલી, અને ચાલતાં ચાલતાં તેના પગલાંના અવાજનું અનુકરણ કરતી રહી. માર્ગમાં કોઇના ઘડિયાળમાં એક વાગ્યો. રસ્તામાં કોઇ નહોતું–ક્યાંઇ પણ શબ્દ થતો નહોતો. માત્ર એક બે ગાડીઓના અવાજ સંભળાતા હતા. મેં હીરાલાલને પૂછ્યું,–" હીરાલાલ શેઠ, ? તમારા શરીરમાં કેટલું જોર છે ?"

તે જરા હસીને બોલ્યો, "તું એ શા માટે પૂછેછે?"

મેં કહ્યું, "સહેજ અમસ્તી પૂછુંછું."

તેણે કહ્યું, "મારામાં કંઇ ઓછું જોર નથી."

મેં પૂછ્યું, "તમારા હાથમાં શેની લાકડી છે."

તેણે કહ્યું, "એ હાથમાં રાખવાની જાડી વિલાયતી લાકડી છે."

મેં કહ્યું "એ લાકડી તમે ભાગી શકો છો?"

તેણે કહ્યું, "ના તે કોઇથી ભગાય એવી નથી."

મેં કહ્યું, "મારા હાથમાં આપો જોઇએ."

તેણે તે લાકડી મારા હાથમાં આપી. મેં તે ભાગીને બે કકડા કર્યા. મારૂં બળ જોઇને તે આશ્ચર્ય પામ્યો અને પોતાની લાકડી ભાગી નાખેલી જોઇ ગુસ્સે થયો. મેં કહ્યું, "હું હવે નિશ્ચિંત થઇ. તમે ગુસ્સે થશો ના. તમે મારૂં બળ જોયું. મારા હાથમાં આ અડધી લાકડી જોઇ કે? તમારી ઇચ્છા હોવા છતાં પણ તમે મારા ઉપર કંઇ જુલમ ગુજારવાની હિમ્મત કરશો નહિ."

હીરાલાલ ચુપચાપ થઇ રહ્યો."

# પ્રકરણ ૭ મું.

હીરાલાલે ગાડી કરી તેમાં બેસીને અમે પાલવા બંદર ઉપર ગયાં. ત્યાં એક મછવો તેણે ભાડે કર્યો, તેમાં બેશીને અમે આગળ ચાલ્યાં. તેણે કહ્યું કે મારા બાપનું ઘર ઉરનમાં છે. હું તે પૂછતાં ભૂલી ગઇ હતી.

રસ્તામાં તેણે મને કહ્યું,હવે ગોપાળની જોડે તો તારું લગ્ન થશે નહિ. ત્યારે તું મારી જોડે પરણને. મેં કહ્યું, " ના." તેણે તર્ક કરવાનો આરંભ કર્યો. અને તર્કથી સિદ્ધ કર્યું કે આ પૃથ્વીપર તેના જેવો સારો વર મળવો દુર્લભ છે, અને મારા જેવી આંધળી કન્યા પણ જગત્માં દુર્લભ છે. મેં બેઉ કબૂલ કર્યું. તથાપિ કહ્યું, " ના, હું તમારી જોડે લગ્ન કરીશ નહિ."

આથી તે ઘણો ગુસ્સે થયો અને બોલ્યો, " આંધળીને કોણ પરણવા ઇચ્છે ?" એમ કહીને તે મૂંગો રહ્યો. બંને જણાં મૂંગાં રહ્યાં.આવી રીતે રાત ગઇ.

ત્યાર પછી મળસ્કામાં તેણે ખલાસીઓને કહ્યું કે મછવો આ તરફ લાંગરો. તેના કહ્યા પ્રમાણે તેમણે મછવો થોભાવ્યો. તેની નીચે જમીનના સ્પર્શનો અવાજ મેં સાંભળ્યો. પછી હીરાલાલે મને કહ્યું, "ઉતર, ઉરન આવ્યું." તેણે મારો હાથ ઝાલીને ઉતારી. હું કિનારે ઊભી રહી. ત્યાર પછી પાછો અવાજ સાંભળ્યો તે જાણે હીરાલાલ પાછો મછવામાં બેઠા. અને તેણે ખલાસીઓને કહ્યું, "મછવો ચલાવો," તે સાંભળીને મેં કહ્યું; "આ શું! મને અહીં ઉતારીને મછવો શા માટે લઇ જાઓ છો?"

તે બોલ્યો, "તું તારે રસ્તે જા." ખારવાઓએ મછવો ચલાવ્યો. હલેસાનો અવાજ મેં સાંભળ્યો. તે વેળાએ હું ગભરાઇને બોલી, "તમારે પગે પડું-છું! હું આંધળી છું! જો મને મૂકીને જવું હોય તો કોઇના ઘર સૂધી પહોંચાડીને પછી જાઓ. હું અહીં કદી આવી નથી. શી રીતે અહીંનો માર્ગ ઓળખું?"

તે સાંભળીને હીરાલાલે પૂછ્યું, "તું મારી જોડે પરણવાને રાજી છે?"

મને રોવું આવ્યું. જરા રોઇ. પછી ગુસ્સાથી તેને કહ્યું, તમે જાઓ. તમારી પાસેથી કંઇ પણ ઉપકાર મેળવવા હજુ ઇચ્છતી નથી. રાત ગઇ છે, પ્રભાત થયું છે. તમારા કરતાં સેંકડો દયાળુ માણસની જોડે મળવું થશે; તેઓ આંધળા ઉપર તમારા કરતાં વધારે દયા કરશે.

તે બોલ્યો, "કોઇ માણસ જોશે ત્યારે ને ? આ બેટ છે; ચારે તરફ પાણી છે. કેમ મારી જોડે પરણીશ ?"

તે વેળાએ તેનો મછવો થોડેક દૂર ગયો હતો શ્રવણશક્તિજ મારૂં જીવાલંબન હતું–કાનજ મારી આંખનું કામ કરતા હતા. કેટલે છેટે, કેઇ તરફ વાતચીત થાયછે તે હું જાણી શકતી હતી. હીરાલાલ કેઇ તરફ છે, કેટલે છેટે રહીને વાતચીત કરેછે, તે મનમાં ને મનમાં અનુભવ કરી, પાણીમાં ઉતરીને હું તે તરફ જવા લાગી. મારી ઇચ્છા હતી કે મછવો પકડું. છાતી સુધી પાણીમાં ગઇ પણ તેથી તેને પકડી

શંકી નહિ. વધારે પાણીમાં હતો, તેથી તેને પકડવા જતાં વખતે હું ડૂબી મરૂં.

પેલી વિલાયતી લાકડી તે વખતે પણ મારા હાથમાં હતી. વળી બરાબર શબ્દાનુભવ કરીને મેં જાણ્યું કે હીરાલાલ કેણી તરફ છે, અને કેટલે દૂરથી વાત કરેછે. પછવાડે પાછી હડી કમર સુધી પાણીમાં જઇ શબ્દના સ્થાનનો અનુભવ કરીને જોરભેર મારા હાથમાંની તે લાકડી મેં તેના તરફ ફેંકી તે કીકિયારી કરીને મછવામાં પડી ગયો, અને "ખુન થયું ખુન થયું !" એમ બોલતા ખલાસીઓએ મછવો જવા દીધો. પણ ખરેખરૂં તે પાપીનું ખુન થયું નહોતું. તેનો કર્કશ અવાજ સંભળાતો હતો. મછવો ચાલ્યો. તે મોટાં અવાજથી મને ગાળો દેવા લાગ્યો—અતિ ભુંડી ગાળો દઇ સમુદ્રને કલુષિત કરતો કરતો તે ચાલ્યો. તે ચિબ્બાંવા લાગ્યો કે વર્તમાનપત્રમાં તારા નામે ચર્ચાપત્ર લખીશ, એ મેં સ્પષ્ટ સાંભળ્યું હતું.

---

## પ્રકરણ ૮ મું.

તે માણસ વિનાના મળસ્કામાં હું આંધળી, જુવાન એકલી તે બેટમાં ઊભી રહીને સમુદ્રની ભરતીનો અવાજ સાંભળવા લાગી ?

હાય! મનુષ્યનું જીવન કેવું અસાર છે! શા માં આવે છે–શા માટે રહે છે–શા માટે જાય છે ' આ દુઃખકારક જીવન શામાટે છે, તેનો વિચાર જ્યાંથી મૂર્ખ બની જાઉં છું. મનમોહનદાસ એક દહાડો તેની માને સમજાવતો હતો કે બધું નિયમને તાબે છે. ત્યારે મનુષ્યનું આ જીવન શું કેવળ તે નિયમનું ફળ છે, ? જે નિયમથી ફૂલ ખીલે છે, મેઘ દોડે છે, ચંદ્રમા ઉદય થાય છે–જે નિયમથી પરપોટા તરે-છે, ડોલે છે, અને ફૂટી જાય છે, જે નિયમથી ધૂળ ઊડે છે, ઘાસ સળગે છે, પાતરાં પડે છે, તે નિયમમાંજ શું આ સુખદુઃખમય મનુષ્ય-જીવન બંધાયલું રહી સંપૂર્ણ વિલીન થાય છે ? જે નિયમને તાબે થઇને આ સમુદ્રમાંના મગરમચ્છ શિકા-

રની તપાસ કરે છે—જે નિયમને તાબે થઇને આ બેટમાં નાના કીડાઓ બીજા કીડાની શોધમાં ફરે છે, તે નિયમને તાબે થઇને હું મનમોહનદાસને માટે પ્રાણ ત્યાગવા બેઠી છું ? ધિક્ ! પ્રાણત્યાગ ! ધિક્ પ્રેમ ! ધિક્ મનુષ્યજીવન ! શા માટે આ સમુદ્રના પાણીમાં એનો પરિત્યાગ કરૂં નહિ ?

જીવન અસાર છે. સુખ નથી તેથી અસાર છે તેમ નથી. શિમુલ ઝાડ પર શિમુલ ફૂલ ખીલેછે તેથી તેને અસાર કહીશ નહિ. દુઃખમય જીવનમાં દુઃખ છે તેથી તેને હું અસાર કહેતી નથી. પણ અસાર એને માટે કહું છું કે દુઃખજ દુઃખનું પરિણામ છે. ત્યાર પછી બીજું કંઇ નથી. મારા અંતરનું દુઃખ છે, તે મેં એકલીએ ભોગવ્યું છે, બીજા કોઇએ પણ જાણ્યું નહિ, બીજા કોઇ સમજ્યા નહિ. દુઃખપ્રકાશ કરવાને ભાષા નથી તેથી તે કહી શકી નહિ; સાંભળનાર નથી તેથી તે સંભળાવી શકી નહિ. સહ્રદય શ્રોતા નથી તેથી તે સમજાવી શકી નહિ. એક ઝાડમાંથી સેંકડો

ઝાડ થાય છે, પણ તમારા દુઃખથી બીજા કેટલાં માણસોને દુઃખ થશે? પારકાના અંતઃકરણમાં પ્રવેશ કરી શકે એવા કેટલા માણસો પૃથ્વીમાં ઉત્પન્ન થયા છે? પૃથ્વીમાં કોણ એવો જન્મ્યો છે કે દળનારીની આંધળી છોકરીનું દુઃખ સમજે? કોણ એવો અવતર્યો છે કે આ નાના હૃદયમાં, દરેક વાક્યમાં, દરેક શબ્દમાં, દરેક વર્ણમાં, સુખદુઃખના કેટલા તરંગ ઊઠે છે તે સમજી શકે? સુખ દુઃખ? હા, સુખ પણ છે. જ્યારે ગાનારીના ઘરમાંથી આવતો વગાડવાનો તથા ગાવાનો અવાજ સાંઝે તથા રાતે કાનમાં અથડાતો હતો, ત્યારે મારૂં સુખ કોણ સમજ્યું છે? જ્યારે કહાનજી કાલુ કાલુ બોલીને કંઇ માગતો હતો, ત્યારે મારા મનમાં કેટલું સુખ ઉછળતું હતું, તે કોણ સમજે છે? વળી મારૂં દુઃખ પણ કોણ સમજેછે? મનુષ્યની ભાષામાં તેવાં વાકય નથી. મનુષ્યની તેવી વિચારશક્તિ નથી. હું દુઃખ ભોગવું છું ખરી, પણ સમજી શકતી નથી કે મને શું દુઃખ છે! શું થાયછે તે હું જાણતી નથી, પણ હૃદય ચીરાઇ જાયછે,

સર્વદા જોશો કે તમારો દેહ જીર્ણ થાયછે, દુર્બળ થાયછે, પણ તમારો શારીરિક રોગ શો છે તે તમે જાણી શકતા નથી. ઘણી વખતે જોશો કે દુઃખથી તમારી છાતી ચીરાઇ જાયછે; પ્રાણ નીકળવાની તૈયારી કરેછે તેને શૂન્ય માર્ગમાં મોકલવાની ઇચ્છા થાયછે, પણ શું દુઃખ છે તે તમે પોતે સમજી શકતા નથી. અને જ્યારે પોતે સમજી શકતા નથી, ત્યારે બીજો પારકો તે શી રીતે સમજે? આ શું જેવું તેવું દુઃખ કહેવાય? તેથીજ ઇચ્છા પૂર્વક કહું છું કે જીવન અસાર છે!

જે જીવતર આવું દુઃખદાયક છે તેને બચાવવા માટે આટલો ડર શા માટે રાખવો? શા સારૂં હું એનો ત્યાગ કરૂં નહિ? આ ઘોંઘાટ કરતા સમુદ્રમાં ઊભી રહેલી છું. બીજા બે પગલાં આગળ ચાલવાથી મરી શકું છું, તો શા માટે મરૂં નહિ? આ જીવતર રાખ્યાથી શું થશે? મરવું જ જોઇએ.

હું શા માટે જન્મી? શામાટે આંધળી થઇ? જન્મી તો મનમોહનદાસના લાયક થઇને કેમ

જન્મી નહિ? અને ગ્યોગ્ય થઇ નહિ તો એને ચાહ્યો શામાટે? અને ચાહ્યો તો શા માટે તેની પાસે રહીશકી નહિ? શા માટે તેનો વિચાર કરીને ગૃહત્યાગ કરવો પડ્યો? નિરાશ્રય, આંધળી, સમુદ્રના બેટમાં મરવા શામાટે આવી? શામાટે દરિયાના કિનારા ઉપરના કચરાના પ્રમાણે સંસારસ્રોતમાં અજાણે માર્ગે તણાઇ આવી? આ દુનિયામાં પુષ્કળ દુઃખી માણસો છે, તેમાં હું બધા કરતાં વધારે દુઃખી શા માટે છું? આ બધી કોની રમત છે? શું દેવતાની છે? જીવને આટલું કષ્ટ આપ્યાથી શું દેવતાંને સુખ ઉપજતું હશે? સૃષ્ટિ કરવાનું પ્રયોજન શું કષ્ટ આપવા માટે હશે? એવા મૂર્તિમાન નિર્દયપણાને શા માટે દેવતા કહું? શા માટે હું નિર્દયની પૂજન કરૂં? પણ મનુષ્યનું આટલું ભારે દુઃખ કદીએ દેવતાથી થયું નથી તેઓ જો તેમ થાય તો રાક્ષસના કરતાં પણ હજારો દરજ્જે ખરાબ હોવા જોઇએ. ત્યારે શું આ મારા પૂર્વ જન્મનું ફળ હશે? ક્યા પાપથી હું જન્મથી આંધળી છું?

એક બે પગલાં આગળ વધી હવે મરીશ. પણ સમુદ્રના તરંગના અવાજ કાનમાં વાગવા લાગ્યા કે મરણ આવશે નહિ. હું મીઠાં વચનને ચાહું છું ? નહિ. હું મરવાની. ગળું ડૂબ્યું ! હોઠ ડૂબ્યાં ! જરા વધી નાક ડૂબ્યું ! આંખો ડૂબી ! હું ડૂબી !

હું ડુબી પણ મરી નહિં. પરંતુ આ દુઃખકારક જીવનચરિત કહેવાની હવે ઇચ્છા થતી નથી. બાજી એક માણસ કહેશે.

હું તે પ્રભાતવાયુથી હલતા સમુદ્રના પ્રવાહમાં નિમગ્ન થઇને તણાતી તણાતી ચાલી. ધીરે ધીરે શ્વાસ બંધ થયો, ચેતના જતી રહી.

---

# ખંડ ૨ જો.

---

## પ્રકરણ ૧ લું

## રણછોડદાસની હકીકત.

મારા આ અસાર જીવનની નાની કહાણી લખવાની વિશેષ જરૂર છે. આ સંસારસાગરમાં કિયા ખરાબા ઉપર ચઢીને મારો મછવો ભાગ્યો છે, તે આ વિશ્વચિત્રમાં હું દોરી રાખીશ કે જે જોઇને નવા ખારવાઓ સાવચેત રહે.

મારૂં ઘર—અથવા મારા બાપનું ઘર વસઇ છે-મારા હાલના રેહાણનું કંઇ નક્કી નથી. હું જાતે કપોળ વાણિયોઓ છું, પણ મારા બાપના કુળમાં એક મોટું કલંક લાગ્યું હતું. મારી કાકી ઘર ત્યાગીને બીજાની સાથે ચાલી ગઇ હતી. મારા

વસઇના આસપાસના ગામમાં-બાપની કંઇક જમીન હતી. તે જમીન આંગરિયાઓને ખેડવા આપીને તેની ઉપજમાંથી ગુજારો થઇ શકે એમ છે. બીજો કંઇ વેપાર રોજગાર નહિ કરતાં જમીનની પેદાસમાંથી સારી રીતે આબરૂથી રહીશકાય એટલું ઉત્પન્ન થતું હતું. ગામના લોકો અને થાણા, મુંબઇ વગેરે ઠેકાણાના માણસો માંરાબાપને મનવાન તરીકે ગણતા હતા. તેણે મને ભણાવવા માટે ઘણો પૈસો ખર્ચ્યો હતો. હું પણ થોડુંક ભણ્યો હતો પણ તેની કંઇ જરૂર નથી. જેમ સર્પને મણિ હોયછે તેમ મારી વિદ્યા પણ હતી.

મારી પરણવા લાયકની ઉમ્મર થઇ ત્યારે ઘણી જગાએથી માગાં આવવા લાગ્યાં, પણ કોઇ પણ માગુ મારા બાપને પસંદ પડયું નહિ. તેની એવી ઇચ્છા હતી કે છોકરી રૂપવાન જોઇએ, તેનો બાપ ઘણો ધનવાન જોઇએ, અને વળી તે સારા ખાનદાનનો જોઇએ. પણ એવી કોઈ છોકરીના બાપની તરફથી માગું આવ્યું નહિ. ખરી વાત એ હતી

કે અમારા કુળનું કલંક સાંભળીને કોઇ મોટો માણસ મને કન્યા આપવાને રાજી થયો નહિ. આવી રીતે સગપણ કરતાં કરતાં મારો બાપ મરી ગયો.

આખરે તેમનું મરણ થયા પછી મારી ફોઇએ એક સગપણ કરવાનો ઠરાવ કર્યો. એ ફોઇનું સાસરૂં થાણામાં હતું. ત્યાં મોતીનાથની એક સારા ખાનદાનની કન્યાની સાથે મારો સંબંધ નક્કી કર્યો.

સગપણ થવાની આગમચ એ મોતીને હું સર્વદા જોતો હતો. વખતો વખત મારી ફોઇને ત્યાં જતો હતો, તેમના ઘરમાં તેને જોતો; તેમ તેના બાપને ઘેર પણ જોતો હતો. ઘણીવાર હું તેને પહેલી ચોપડીમાંથી ક, ખ, શીખવતો હતો. પછી જ્યારથી તેની જોડે મારૂં સગપણ થયું, ત્યારથી તે મારી પાસે આવતી નહોતી. પણ તે વેળાએ હું તેને જોવા માટે વધારે ઉત્સુક થઈ પડયો. તેની ઉમ્મર મોટી થઇ હતી. મોતી–કળી ખીલવા લાયક થઇ હતી. તેની આંખનું તાકવું ચંચળ છતાં ભયભીત થયું હતું. તેનું હાસ્ય મૃદુ અને વ્રીડાવાળું થયું હતું. જલદીથી ચાલ-

વાનીચાલ મંદ થઈ પડી હતી. હું ધારતો હતો કે આવું સૌન્દર્ય કદી પણ મેં જોયું નથી-એવું સૌન્દર્ય યુવતીના ભાગ્યમાં કદી પણ બન્યું નથી. ખરી રીતે જોતાં નાના બચ્ચાનું સૌન્દર્ય અને અસ્ફુટવાક્ બચ્ચાનું સૌન્દર્ય એજ મનોહર છે- યૌવનનું સૌન્દર્ય તેના જેવું નથી. જુવાનીમાં કપડાં ઘરેણાંનો બહાર હોય છે, હસવા. તાકવાની છટા હોય છે. વેણી બાંધવાની સફાઇ, હાથનો લેહકો, કમરનું હલાવવું, વાતચીતમાં છળવું, રૂપનો વિકાશ એ એક જાતની દુકાનદારી છે. વળી આપણે જે આંખથી તે સૌન્દર્ય જોઇએ છીએ તે પણ વિકૃત હોય છે. જે સૌન્દર્ય ઉપભોગમાં ઇન્દ્રિયોની સાથે સંબંધ વાળું છે, ચિત્તભાવનો સ્પર્શ માત્ર નથી, તે સૌન્દર્યજ સૌન્દર્ય છે.

પણ થોડા અરસામાં અમારા કુળનું કલંક કન્યાના બાપના જાણવામાં આવ્યું, તેથી તેણે સગપણ તોડી નાખ્યું.. મારા હૃદયની છીપ એ મોતીના ઉપર ચોટી હતી, એવામાં પરમાનંદદાસ શેઠ થાણામાં આવીને મોતીને ઉખેડી લઇ ગયો-

તેની જોડે મોતીનું લગ્ન થયું. એ મોતીના લાભથી નિરાશ થઇને હું ઘણો ખેદિત થયો.

એને કેટલાં વર્ષ થયા પછી એક એવો બનાવ બન્યો કે તે હું કહી શકતો નથી. અને પછવાડેથી તે કહીશ કે નહિ તે પણ નક્કી કહી શકતો નથી. જ્યારથી હું ગૃહત્યાગી થયો છું, ત્યારથી હું જૂદા જૂદા દેશમાં મુસાફરી કરતો ફરૂં છું. ક્યાંઇ પણ ઠરીઠામ રહી શકતો નથી.

પણ જો ધારત તો હું ઠરીઠામ થઇ શકત. ધારત તો ઘણી બાઇડીઓ કરી શકત; કારણકે મારી પાસે સર્વ હતું. ધન, સંપત્તિ, ઉમ્મર, વિદ્યા, કાંડામાં બળ, કશાની ખોટ નહોતી. પણ નસીબના યોગે એક દહાડો દુર્બુદ્ધિના દોષથી બધું ત્યાગીને પેલું સુખદાયક ઘર અને બગિચાના જેવો પુષ્પમય સંસાર ત્યાગીને—તોફાનથી હંકાતા પતંગના પ્રમાણે દેશોદેશમાં ફર્યો. હું ધારત તો મારી પેલી જન્મભૂમિમાં રમ્ય-ગૃહને રમ્ય ફરનિચરથી શણગારી, રંગરાગના પવનમાં સુખનું નિશાન ઉડાડીને, હસ-

વાત્મ બાણુથી દુઃખ રૂપી રાક્ષસને વધ કરી શકત. પણ હમણાં તેનોજ વિચાર કરૂં છું, એં શામાટે તેમ કર્યું નહિ. સુખ દુઃખનું વિધાન પારકાને હાથ છે, પણ મન તો મારૂં છે. તરંગથી મછવો ડૂબ્યો તેથી હું શામાટે ડૂબી રહ્યો? તરીને તો કિનારે જઈ શકાય એમ છે. વળી દુઃખ! દુઃખ એ શું છે? એ મનની અવસ્થા છે. તે તો પોતાને તાબે છે. સુખ દુઃખ પારકાના હાથમાં છે કે મારા પોતાના હાથમાં છે? પારકો કેવળ બહારના જગત્નો કર્ત્તા છે; અન્તર જગત્માં હું એકલો કરતો કારવતો છું. મારૂં મનોરાજ્ય લઇને હું શામાટે સુખી થઈ શકતો નથી? જડ જગત્ એ શું જગત્ છે, ને અન્તર જગત્ શું જગત્ નથી? પોતાનું મન લઇને શું રહેવાઇ શકાતું નથી? બહારના જગત્માંની કેટલીક સામગ્રી શું મારા અન્તરમાં નથી? તમારી શી તાકાત છે કે મારા અન્તરમાં જે છે, તે તમારા બહારના જગત્માં તમે દેખાડી શકો? જે પુષ્પ આ માટીમાં ખીલે છે, જે વાયુ આ આકાશમાં વહે છે, જે ચંદ્રમા આ ગગનમાં

ઊગે છે, જે સાગર આ અંધકારમાં મસ્ત છે, તેવું તમારા બહારના જગત્‌માં કયાં છે?

ત્યારે શા માટે તે રાત્રિએ સુતેલી સુંદરીની સૌન્દર્યપ્રભા છુપાવવાની જગા મને મળી નહિ. બસ; એક દહાડો રાતે તે અસીમ પૃથ્વી એકદમ મારી આંખે શુષ્કદેવીના જેવી નાની થઈ ગઈ. હું દેશા-દેશ ભટકયો.

---

## પ્રકરણ ૨ જું.

કાળના શીતળ પ્રલેપથી તે હૃદયનો જખમ ધીરે ધીરે પૂરાવા લાગ્યો.

પોરબંદરમાં મનોહરદાસ નામના એક ભલા અને વૃદ્ધવયના માણસની જોડે મારે મેળાપ થયો હતો. તે ઘણા કાળથી પોતાના દેશમાં આવીને રહ્યો હતો.

એક વેળાએ તેની જોડે વાતચીત થતાં થતાં પોલીસના જુલમની વાત નીકળી. તેણે એવા જૂલ-મની ઘણી કહાણીઓ કહી; તેમાં એક બે ખરી

હતી, એક બે કપોલકલ્પિત પણ હતી. તેમાંના એક કહાણીનો સારાંશ આવો હતો:-

ભગવાનદાસ. નામનો એક ગરીબ કપોળ વાણિયો અહિં રહેતો હતો. તેને એક દીકરી સિવાય બીજું કંઇ છોકરૂં છૈયું નહોતું. તેની સ્ત્રીનું મરણ નીપજ્યું હતું અને તે પોતે પણ માંદો રહેતો હતો. એ વાસ્તે તે કન્યાને પોતાના સાડુને પ્રતિપાલન કરવાને આપી હતી. તે દીકરીનાં કેટલાંક સોનાનાં ઘરેણાં હતાં પણ લોભથી તેણે તે પોતાના સાડુને આપ્યાં નહોતાં. પછી જ્યારે તેનું મૃત્યુ પાસે આવ્યું, ત્યારે તેણે મને બોલાવીને તે ઘરેણાં સાચવી રાખવા આપ્યાં, અને કહ્યું, " મારી છોકરી જ્યારે સમજણી થાય, ત્યારે તેને આ આપજો. હમણા આપ્યાથી રામદાસ તે ખાઇ જશે." મેં તે કબૂલ કર્યું. પછી ભગવાનદાસનું મૃત્યુ થયાથી તે નાવારસ મરી ગયો છે એમ કહી, નંદી ભૃંગી સાથે દેવાધિદેવ મહાદેવ-પોલીસનો જમાદાર આવ્યો. તેણે ભગવાનદાસના કળસિઆ, વાડકા, થાળી, ટોપલી

એ સર્વ નાવારસ માલ તરીકે હાથ કર્યું. કેટલા-કોએ કહ્યું કે ભગવાનદાસ નાવારસ નથી; મુંબઇમાં તેની દીકરી છે. તેમને તે જમાદારે ગાળો દઇને હુકમ આપ્યો કે "વારસ હશે તો હજૂરમાં હાજર થશે." તે વેળાએ મારા એક બે દુશ્મન હતા તેમણે લાગ આવેલો જોઇને જમાદારને કહ્યું કે મનોહરદાસની પાસે એનાં સોનાનાં ઘરેણાં છે. તેથી મને બોલાવવામાં આવ્યો. હું તે દેવાધિદેવની પાસે આવીને હાથ જોડીને ઊભો. થોડીક ગાળો ખાધી. શું કહું? મારવાની તૈયારી થયેલી જોઇને અલં-કારો જમાદારના પાદપદ્મમાં મૂક્યા, અને તેના ઉપર પચાસ રૂપિઆ ચાંલ્લાના આપીને ત્યાંથી છૂટયો. કહેવું પડે એમ નથી કે જમાદાર સાહેબે તે ઘરેણાં પોતાની દીકરીના ઉપયોગ માટે પોતાને ઘેર મોકલ્યાં અને રાજ્યમાં લખી વાળ્યું કે ભગવાનદાસની એક થાળી અને એક લોટો, એ સિવાય બીજી કંઇપણ સંપત્તિ નથી; અને તેના વારસની શોધ કાઢી પણ તે મળ્યો નથી."

ભગવાનદાસનું નામ મેં પહેલાં સાંભળ્યું હતું. મેં મનોહરદાસને પૂછ્યું, "ભગવાનદાસના ભાઇનું નામ ગોકુળદાસ હતું કે?

મનોહરદાસે કહ્યું, "હા. તમે તે શારીતે જાણ્યું?"

મેં કંઇ વિશેષ કહ્યું નહિં, પણ પૂછ્યું "ભગવાનદાસના સાડુનું નામ શું છે?"

મનોહરદાસે કહ્યું, "રામદાસ."

મેં પૂછ્યું, "તેનું ઘર ક્યાં છે?"

તેણે કહ્યું, "મુંબઇમાં; પણ કિયા મહોલ્લામાં છે તે હું ભૂલી ગયો છું."

મેં પૂછ્યું, "તે છોકરીનું નામ શું છે?"

તેણે કહ્યું "રામદાસે તેનું નામ માણેક પાડયું હતું."

એના પછી થોડેક દહાડે મેં પોરબંદર છોડયું."

---

## પ્રકરણ ૩ જું.

પહેલાં મારે સમજવું જોઇએ, કે હું શું શોધું છું? મારૂં ચિત્ત દુઃખમય છે; આ દુનિયા મારી આગળ

આંધળી છે. આજે મારૂં મરણ થતું હોય તો તે કાલ થાય એવું હું ચહાતો નથી. જો દુઃખ નિવારણ કરી નહિ શકયો તો પુરુષત્વ એ શું છે? પરંતુ વ્યાધિની શાંતિ કરવા જતાં પહેલાં રોગનો નિર્ણય કરવો જોઇએ. દુઃખ નિવારણની પહેલાં મારૂં દુઃખ શું છે, તેનું નિરૂપણ કરવાની જરૂર છે.

દુઃખ શું છે? અભાવ. બધું દુઃખ અભાવ જ છે. રોગ એ દુઃખ છે, કારણકે એ તનદુરસ્તીનો અભાવ છે. પરંતુ અભાવ માત્ર કાંઇ દુઃખ નથી, તે જાણું છું. રોગની ખોટ એ દુઃખ નથી. અભાવ વિશેષજ દુઃખ છે.

મને શેની ખોટ છે? હું શું ચાહું છું? મનુષ્યં શું ચાહે છે? શું ધન ચાહું છુ? તે તો મારી પાંસે ઘણું છે.

શું યશ જોઇએ છીએ? પૃથ્વીમાં એવો કોઇ નથી કે જેને યશ નથી. જે પાકો જુગારી છે તે પણ બુદ્ધિના વિષયમાં યશવાન છે. મેં એક કસાઇનો પણ યશ સાંભળ્યો હતો. માંસના સંબંધમાં

તે કોઇને પણ ઠગતો નહોતો. તે કોઇ વખતે બકરાનું માંસ કહીને કૂતરાંનું માંસ કોઇને આપતો નહોતો. યશ બધાને છે. વળી કોઇનો યશ સંપૂર્ણ નથી. બેકનના ઉપર લાંચ લેવાનો આરોપ છે; સોક્રેટિસને અપયશના કારણથી મારી નાખવાની સજા થઇ હતી. યુધિષ્ઠિર દ્રોણવધમાં ખોટું બોલનાર કહેવાયા; અર્જુન બભ્રુવાહનથી પરાજીત છે; કાઇસરને જે બિથીનિયાની રાણી કહેતા હતા, તે હજી પ્રચલિત છે; શેકસપિયરને બલટનો ભાંડ કહ્યો છે. હું યશ ચાહતો નથી.

યશ એ સાધારણના મુખમાં છે. સાધારણ માણસ કોઇ વિષેના વિચારક નથી. કેમકે સાધારણ લોક મૂર્ખ અને જાડી બુદ્ધિના છે. મૂર્ખ અને જાડી બુદ્ધિની આગળ યશસ્વી થઇને મને શું સુખ મળશે? હું યશ ચહાતો નથી.

ત્યારે શું માન ચાહું છું? સંસારમાં એવા માણસ ક્યિા છે કે તે માન આપ્યાથી સુખી થાય? જો બે ચાર માણસો છે, તેઓનાં કામથી મને માન છે.

બીજાની પાસે માન, અપમાન માત્ર છે. રાજદર-બારમાં માન—તેને કેવળ ગુલામગીરીના મોટામાં મોટા ચિહ્ન તરીકે હું અગ્રાહ્ય કરૂં છું. હું માન ચહાતો નથી. માન ચાહું છું ફક્ત પોતાની પાસે.

હું શું રૂપ ચાહું છું? કંઇજ ચહાતો નથી. લોકો શું જોઇને થુંકે છે? મને જોઇને કોઇ થુંકતા નથી. જેટલું રૂપ છે તેટલું જ મારે માટે ઘણું છે.

શું હું તનદુરસ્તી ચાહું છું? મારી તનદુરસ્તી હજી અનંત છે.

શું હું બળ ચાહું છું? તે લઇને હું શું કરૂં? મારવાને માટે બળની જરૂર પડે છે. હું કોઇને પણ મારવા ઇચ્છતો નથી.

શું મારે બુદ્ધિની જરૂર છે? આ દુનિયામાં કોઇને પણ બુદ્ધિની ખોટ છે એવું કોઇ પણ ધારતા નથી; હું પણ તેમ ધારતો નથી. બધાંએ મને ઘણાં બુદ્ધિ-માન જાણે છે; હું પણ તેમ સમજુ છું.

શું મારે વિદ્યાની જરૂર છે? એની ખોટ હું

કબૂલ કરૂં છું; પણ કોઇ કદી વિદ્યાની ખોટથી પોતાને અસુખી ધારતી નથી. હું પણ તેમ ધારતો નથી.

શું હું ધર્મ ચાહું છું? લોકો કહે છે કે ધર્મની ખોટ પરલોકના દુઃખનું કારણ છે, આ લોકનાનું નથી. લોકના ચરિત્રમાં જોઉં છું કે અધર્મની ખોટજ દુખ છે. હું જાણું છું તે મિથ્યા છે. પણ જાણ્યા છતાં એ ધર્મકામના કરતો નથી. મારે તે દુઃખ નથી.

શું પ્રેમ. જોઇએ છીએ? શું ચહાવું જોઇએ છીએ? હું જાણું છું કે એની ખોટ જ સુખ છે. ચહાવું એજ દુઃખ છે. તેની સાક્ષી મોતી છે.

ત્યારે મારૂં દુઃખ શેનું છે? મારી ખોટ શી છે? મારી શી કામના છે, કે જેના લાભથી સફળ થઇને દુઃખ નિવારણ કરૂં? મારી કામ્ય વસ્તુ શી છે?

સમજ્યો છું. મારી કામ્ય વસ્તુની ખોટજ મારૂં દુઃખ છે. હું સમજ્યો છું કે બધુંજ અસાર છે. તેથી મારૂં દુઃખ માત્ર સાર વસ્તુ છે.

---

## પ્રકરણ ૪ થુ.

પણ કામ્ય વસ્તુ શી છે તે શોધતાં મળતી નથી. આ અનંત સંસારમાં અસંખ્ય રત્નો છે, એમાં મારે અર્થનીય શું કંઇ નથી? જે સંસારમાં એક એક નજરે નહિ પડે એવા નાના કીડા અનંત કૌશળની જગા છે, અનંત જ્ઞાનનો ભંડાર છે, જે જગત્‌માં રસ્તાની રેતીનો એક એક દાણો અનન્ત રત્નપ્રભવ નગાધિરાજનો ભગ્નાંશ છે, તે જગત્‌માં શું મારી કામ્ય વસ્તુ કંઈ નથી? જુઓ, હું કેવો નમાલો છું! ટિંડલ, હકસલી, ડારવિન અને લાયલા, એક આસન ઉપર બેસીને આખી ઉમ્મર સુધી પેલા નાના બરફના કણ, પેલી રેતીના કણ, અથવા શિયાળકાંટ ફૂલનું ગુણવર્ણન કરી શકતા નથી, તો શું મારી કામ્ય વસ્તુ કંઈ નથી? હું કોણ છું?

જુઓ, આ પૃથ્વીમાં કરોડો માણસો છે, તેમની કોઇ ગણતરી કરતા નથી. ઘણા કરોડ માણસો છે તેમાં સંદેહ નથી, એ એક એક માણસ અસંખ્ય

ગુણનો આધાર છે. સર્વમાં ભક્તિ, પ્રીતિ, દયા, ધર્માદિનો આધાર છે, સર્વ પૂજ્ય છે; સર્વે તેમનાં પગલે ચાલવા જેવા છે. ત્યારેમારી કામ્ય વસ્તુ શું કાંઇ નથી ? હું કોણ છું ?

મારી એક વાંછનીય વસ્તુ હતી; આજે પણ તે છે. પણ તે વાસના પૂર્ણ થવાની નથી. અને પૂર્ણ થવાની નથી તેથી તેને ઘણા દહાડાથી હૃદયમાંથી ઉખેડી નાખી છે. હવે તેને પુનઃ સજીવન કરવા ચહાતો નથી. બીજુ કંઇ વાંછનીય શું દુનિયામાં નથી?

તેજ શોધું છું. શું કરૂં !

કેટલાંક વર્ષથી હું પોતાને આ પ્રશ્ન પૂછું છું પણ જવાબ આવી શકતો નથી. એક બે મિત્રો છે, તેઓને પૂછ્યાથી તેમણે કહ્યું કે તમે તમારૂં કામ કરતા ના, પારકાનું કામ કરો; બનતી રીતે લોકોનું ભલું કરો.

તે તો જૂનું કહેવું છે. લોકોનું ભલું શાથી થાય ? રાંમની માના છોકરાને તાવ આવ્યો છે, નાડી જોઇને જરા કુઇનાઇન આપો. રઘા ગાંડાને શરીર ઉપર

કપડાં નથી, કામળી વેચાતી લઇને આપો. માધવની મા વિધવા છે તેને મહિને મહિને કાંઇ આપો. સુંદર વાંચણનો છોકરો સ્કુલમાં ભણવા જઇ શકતો નથી, તેને સ્કુલની ફી આપો. આ શું પારકાનો ઉપકાર છે ?

મેં કબૂલ કર્યું કે આ પારકાનો ઉપકાર છે. પણ એ બધા કેટલી વાર ટકે ? કેટલો કાળ કઢાય ? કેટલો પરિશ્રમ થાય ? માનસિક શક્તિયો કેટલી ઉત્તેજિત થાય ? હું એવું કહેતો નથી કે આ બધાં કાર્ય હું બનતી રીતે કરૂં છું; પણ જેટલું બની શકે છે તેનાથી મને જણાતું નથી કે એથી મારી ખોટ પૂર્ણ થાય. મારા લાયકનું કામ હું શોધું છું; જેમાં મારૂં મન તલ્લીન થાય તેજ શોધું છું.

વળી એક જાતનો લોકોનું ભલું કરવાનો ઢોંગ ઊઠયો છે. તેનું ટૂંકું નામ કહીએ તો "બકાબકી ને લખાપટી" છે. સોસાઇટી, કલબ, એસોસિએશન સભા, સમાજ, ભાષણ, રેવોલ્યુશન, અરજી, સમવેદન, નિવેદન,--તેમાંના કશામાં હું નથી. મેં એક વે-

ળાએ કોઇ મિત્રને એક મહા સભાની અગળ એક અરજી વાંચતાં કોઇને પૂછ્યું કે એ શું વાંચો છો? તેણે કહ્યું "એમાં દમ જેવું કંઈ નથી, કેવળ આંધળો ભીખારી ભીખ માગે છે." આ બધું મારી ટૂંકી અક્કલ પ્રમાણે તેવું જ નમાલું છે. કેવળ "આંધળો ભીખારી ભીખ માંગે છે" એમ કરવામાં મારો વાંધો નથી; પણ તેની પોષકતામાં લોકોનું શું હિત થશે તેની મને ગમ પડતી નથી.

તેમ આ ગુજરાતી મંડળમાં મારૂં કંઈ કામ નથી. અહિં હું કંઈ નથી. હું ક્યાંઈ પણ નથી. હું, હું, અહિં સુધી; બીજું કંઇ નથી. મારૂં તે દુઃખ છે બીજું કંઇ જ દુઃખ નથી. મોતીનો કાગળ ભૂલી જાઉં છું.

---

## પ્રકરણ ૫ મુ.

મારા મનની આવી અવસ્થામાં પોરબંદરમાં મનોહરદાસને મ્હોડેથી માણેકનું નામ સાંભળ્યું. તે વેળાએ મેં ધાર્યું કે ઇશ્વરે મને એક મોટું કામ

કરવાનો ભાર સોંપ્યો છે. આ દુનિયામાં મને એક કામ મળ્યું છે. માણેકનું ખરેખરૂં ભલું કરવાની કોશીશ કરવામાં આવે તો તે થઈ શકે તેમ છે. મારે બીજું કંઈ કામ કાજ નથી, તો આ કામ શા માટે ના કરૂં ? એ શું મારા લાયક કામ નથી ?

અહિં મનમોહનદાસની વંશાવળીનો કંઈક પ-રિચય આપવામાં આવે છે. મનમોહનદાસના પિ-તાનું નામ પરમાનંદદાસ હતું, તેના દાદાનું નામ મંગળદાસ હતું, અને પરદાદાનું નામ રૂઘનાથદાસ હતું. તેના ઘરડાઓનું રહેઠાણ મુંબઈ નહિ, પણ પોરબંદર હતું. તેનો બાપ પ્રથમ મુંબઈ આવ્યો હતો, તેનો પરદાદો ગરીબ માણસ હતો. પણ તેના દાદાએ બુદ્ધિબળથી વેપાર કરી ધનનો સંચય કર્યો. અને તે પછી તેનો બાપ વેપારમાં ઘણું કમાયો.

મંગળદાસનો એક પરમ મિત્ર હતો, તેનું નામ ગોકળદાસ હતું. એ ગોકળદાસની મદદથી તે હાળવડ ધનનો ધણી થયો. હતો. ગોકળદાસ પ્રાણ પાથરી ને તેનું કામ કરતો હતો. પોતે કદી પણ

ધંને એકઠું કરવા નહોતો. મંગળદાસ તેના આ બધા ગુણનો અત્યંત આભારી હતો ને તેને સગા ભાઇ પ્રમાણે ચહાતો હતો, તથા ઉમ્મરે મોટો હોવાથી મોટા ભાઇના પ્રમાણે તેને માન આપતો હતો. તેના બાપને અને દાદાને અણબનાવ થયો હતો, તેમાં બેઉ તરફનો કંઇક દોષ હતો.

એક વેળાએ પરમાનંદાસની સાથે ગોકળદાસને મોટો ઝગડો થયો. તેણે મંગળદાસને કહ્યું કે તમારા છોકરા પરમાનંદદાસે કોઇ વિષયમાં મારૂં અસત્ય અપમાન કર્યું છે. એ અપમાનની હકીકત તેને કહીને ગોકળદાસે તેનું કામ છોડી દીધું અને પોતાના કુટુંબને લઇને પોરબંદર છોડીને ચાલ્યો ગયો. મંગળદાસે તેને ઘણો સમજાવ્યો પણ તેણે કંઇ પણ સાંભળ્યું નહિ. ત્યાંથી નીકળીને તે ક્યાં રહેવા ગયો તે પણ કોઇને જણાવ્યું નહિ.

મંગળદાસ પોતાના દીકરા પરમાનંદદાસના ઉપર ગમે તેટલો સ્નેહ રાખતો હતો, પણ ગોકળદાસના ઉપર તેનાથી પણ વધારે મમતા રાખતો હતો. તેથી તે

ચાલ્યો ગયાથી પરમાનંદના ઉપર તેને ઘણો ગુસ્સો આવ્યો. તેણે ઘણાં સખ્ત વચનો કહીને ગાળો દીધી તે પરમાનંદદાસે મુંગે મોડે સહન કરી નહિ.

એ બાપ દીકરામાં ઝઘડાનું ફળ એ થયું કે મંગળદાસે દીકરાને ઘરમાંથી હાંકી મૂક્યો. અને છોકરાએ પણ ઘર છોડીને સોગન ખાધા કે હવે કદી પણ બાપના ઘરમાં આવીને મ્હો દેખાડીશ નહિ. મંગળદાસે ગુસ્સામાં ને ગુસ્સામાં એક વિલ કર્યું. તેમાં એવું લખ્યું કે પરમાનંદદાસને મારી કંઇ પણ મિલ્કતનો માલિક કદી પણ નગણવો. મારા મૃત્યુ પછી મારી સઘળી દોલત ગોકળદાસને, અને ગોકળદાસ ન હોય તો તેના વારસોને મળે.; પણ તેમાંનું કોઇએ જો ના હોય તો પછી પરમાનંદદાસના પુત્ર પુત્રાદિ યથાક્રમથી તે દોલત પણ પરમાનંદદાસ નહિ.

પરમાનંદદાસ ઘર છોડીને પોતાની પહેલી વારની, સ્ત્રીને લઇને મુંબઇ આવ્યો. એ સ્ત્રીનું તેના બાપના ઘરનું જે કંઇ ઘરેણું હતું તેના ઉપર આધાર રાખીને

અને એક સજ્જન અંગ્રેજ વેપારીની કૃપાથી તેણે વેપાર કરવા માંડયો. કર્મધર્મયોગે પાસો સવળો પડયો. લક્ષ્મી પ્રસન્ન થઇ; અને સંસારપ્રતિપાલનને માટે તેને કંઇ પણ કષ્ટ ભોગવવું પડયું નહિ.

જો તેને કષ્ટ પડયું હોતં તો કદાચ મંગળદાસ તેના ઉપર દયા લાવત પણ તેના સુખની વાત સાંભળીને તે વૃદ્ધનો તેના પરનો જે સ્નેહ બાકી હતો તે પણ જતો રહ્યો. પુત્રે પણ અભિમાનથી બાપ બોલાવે નહિ ત્યાં સુધી તેની પાસે નહિ જવાનો ઠરાવ કર્યો. તેણે પોતાના બાપની કંઇ પણ ખબર અંતર રાખી નહિ. તેમ અભક્તિ અને તાચ્છિલ્યથી છોકરો આવું કરે છે એવું સમજીને મંગળદાસે પણ તેને બોલાવ્યો નહિ. આમ થવાથી કોઇનો પણ ગુસ્સો નરમ પડયો નહિ. વિલ પણ બદલવામાં આવ્યું નહિ. એવામાં એકાએક મંગળદાસનું મૃત્યુ થયું.

આથી પરમાનંદદાસ શોકાતુર થયો. બાપના મરવાની પહેલાં તેને મળીને જે કરવાની પોતાની ફરજ

હતી, તે નહિ કર્યાનું દુઃખ મનમાં થવાથી ઘણા દહાડા સુધી તેણે રડયા કર્યું. તે પાછો પોરબંદર ગયો નહિ. મુંબઇમાંજ પિતાનું શ્રાદ્ધ કર્યું; કેમકે હવે ત્યાંનું ઘર તો ગોકળદાસનું થયું હતું.

પેલી બાજુએ ગોકળદાસનો કંઈ પત્તો નહોતો. પછવાડેથી જાણવામાં આવ્યું કે મંગળદાસની હયાતીમાં પણ તેનો કંઈ પત્તો મળ્યો નથી. તે પોરબંદરથી નીકળ્યો તે નીકળ્યો જ; કયાં ગયો તેની મંગળદાસે ઘણી તપાસ કરાવી હતી, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. તે વેળાએ તેણે વિલનો એક વધારો કર્યો. અને માધવદાસ નામના મુંબઈમાં રહેનાર પોતાના એક સગાને વિલનો વહિવટદાર મુકરર કર્યો તેમાં લખ્યું હતું કે તે તપાસ કરાવીને ગોકળદાસનો પત્તો મેળવે. પછી તેનું ફળ જે થાય તે પ્રમાણે સંપત્તિ જેને આપવાની હોય તેને આપવી.

શેઠ માધવદાસ અતિ વિચક્ષણ, કોઇની પરવા રાખે નહિ એવો અને કામ કરવામાં તત્પર માણસ છે. તેણે મંગળદાસના મૃત્યુ પછી ગોકળ-

દાસની શોધ કરવા માંડી; અને ઘણી મહેનતે તથા ઘણા પૈસા ખર્ચીને તેનો પત્તો મેળવ્યો. તેની નિગૂઢ વાત એવી જાણવામાં આવી કે, તે પોરબંદરથી નીકળી કેટલાક વખત સુધી કુટુંબની સાથે કચ્છ તરફ જઇ રહ્યો હતો. પછી ત્યાં પેટ ભરવાની પંચાતી પડયાથી વહાણમાં બેસીને મુંબઇ તરફ આવતો હતો, તેવામાં રસ્તામાં તોફાન નડયાથી તે સહકુટુંબ ડૂબી મુઓ. તેનો બીજો કોઇ વારસદાર નથી એવું શોધ ઉપરથી માલમ પડયું.

માધવદાસે આ બધાં અકાટય પ્રમાણો એકઠાં કરીને પરમાનંદને દેખાડયાં. વિલની બધી તે વેળાએ ધન દોલત મનમોહનદાસના બે ભાઇઓની થઇ, અને માધવદાસે પણ તે તેઓના હાથમાં સોંપી.

પરંતુ હમણાં માણેક જો જીવતી હોય, તો જે સંપત્તિ પરમાનંદદાસ ભોગવે છે, તે માણેકની થાય. કદાચ તે ઘણી ગરીબ અવસ્થામાં હશે. એની તપાસ કરવી જોઇએ. મારે બીજો કંઇ પણ કામ ધંધો નથી.

## પ્રકરણ ૬ ઠું.

હું મુંબઇમાં આવી પહોંચ્યો. ત્યાંથી કારંજામાં મારા એક સગાને ત્યાં ગયો હતો. તે મને વારંવાર આવવાને લખતો હતો, તેથી હું ત્યાં ગયો. ત્યાં ચાર પાંચ દિવસ રહીને એક દહાડો હું સવારમાં ત્યાંના પાસેના જંગલ તરફ ફરવા ગયો હતો. એ જંગલ ઘણું મનોહર હતું. પક્ષીઓ સાતસ્વારથી આશ્ચર્ય રીતે એકતાનવાદ્ય વગાડતાં હતાં; ચારે બાજુએ ઝાડ છે, તે ગાઢાં કોમળ શ્યામ પલ્લવથી ઢંકાયલાં છે, પાંતરે પાંતરે ઢસાયલા મળેલા, શ્યામરૂપ ગુચ્છ દીઠામાં આવે છે; કયાં કળીઓ, કયાં ખીલેલાં પુષ્પ, કયાં અપક્વ, કયાં સુપકવ ફલ છે. એ વનમાં રોવાનો અવાજ સંભળાયો. તેથી મે આગળ જઇને જોયું તો એક વિકટ મૂર્તિનો પુરૂપ એક યુવતીના ઉપર હુમલો કરે છે.

તે જોતાં જ મેં જાણ્યું કે પુરૂપ નીચ વર્ણનો પાપંડ છે. તેના ચહેરા ઉપરથી જણાતું હતું કે તે કોઇ માછીમાર અથવા ચમાર છે. તેની કમરે

દાતરડું ખોસેલું હતું, ને તેનો બાંધો બળવાનના જેવો હતો.

હું હળવે હળવે તેની પછવાડે ગયો. જઇને તેની કમરમાંથી દાતરડું ખેંચી લઇને દૂર ફેંકી દીધું; તે વેળાયે તે દુષ્ટ પેલી જુવાન સ્ત્રીને છોડીને મારી સામે આવીને ઊભો રહ્યો. અને મરાઠીમાં મને ગાળો દેવા લાગ્યો. તેની આંખો જોઇને મને ભય ઉપજ્યો.

તે વેળાએ હું સમજ્યો કે આ જગાએ વખત લગાડવો ન જોઇએ. મેં એકી વારે તેના ગળામાં હાથ નાખ્યો. તે તેણે છોડાવીને પોતાના હાથ મારા ગળામાં ભેરવ્યા. મેં પણ ફરીથી તેને પાછો પકડયો. તેનું બળ વધારે હતું, પણ હું ભયભીત થયો નહિ તથા ગભરાયો નહિ. અવકાશ મળ્યાથી મેં યુવતીને કહ્યું "કે તમે આ વેળાએ નાસી જાઓ હું આને લાયક સજા આપું છું."

યુવતી બોલી, "હું ક્યાં નાસું ? હું આંધળી છું. અહિંનો માર્ગ જાણતી નથી."

શું તું આંધળી છે? મને બળ આવ્યું. હું માએકુ નામની એક આંધળી છોકરીને શોધતો હતો.

મેં જોયું કે તે બળવાન્ પુરૂષ મને મારતો નથી ખરો, પણ બળપૂર્વક ખેંચીને લઇ જાય છે. તેની મતલબ હું સમજ્યો કે જે તરફ તેનું દાતરડું મેં નાંખી દીધું હતું તે તરફ તે મને ખેંચી જતો હતો. તેથી મેં તે વેળાએ તે દુષ્ટને છોડી દઇને પહેલાં જઇને દાતરડું લઇ લીધું. પછી તેણે એક ઝાડની ડાળી ભાંગીને તે ફેરવીને મારા હાથમાં મારી તેથી દાંતરડું મારા હાથમાંથી પડી ગયું, તે તેણે ઉપાડી લઇને મને ત્રણ ચાર જગાએ ઘા કર્યો, અને પછી ત્યાંથી નાસી ગયો.

હું ઘણો જખમી થયો હતો. ઘણી મુશ્કેલીથી હું મારા સગાને ત્યાં જવા નીકળ્યો. પેલી આંધળી સ્ત્રી મારાં પગલાંના શબ્દને આધારે મારી પાછળ પાછળ આવવા લાગી. થોડે દૂર ગયા પછી મારાથી ચલાયું નહિ. રસ્તે જતાં માણસોએ મને પકડીને મારા સગાને ત્યાં પહોંચાડ્યો.

તે જગાએ હું કેટલાક દહાડા ખાટલાવશ પડયો હતો. બીજો આશ્રય ન હોવાથી અને મારી દશા શી થાય છે તે જાણ્યા વિના ક્યાંય જઇ શકી નહિ તેથી પેલી આંધળી યુવતી પણ ત્યાંજ રહી.

ઘણે દહાડે ઘણી મુશ્કેલીથી હું સારો થયો.

તે યુવતીને આંધળી જોઈ ત્યારથીજ મને શક પડ્યો હતો. જે દહાડે પહેલ વહેલી મને બોલવાની શક્તિ આવી અને તે મારા બિછાનાની પાસે આવી, તે દહાડેજ મેં તેને પૂછ્યું,

"તમારૂં નામ શું છે?"

તેણે કહ્યું, "માણેક."

હું આશ્ચર્ય પામ્યો. પછી મેં તેને પૂછ્યું, "શું તમે રામદાસની દીકરી થાઓ છો?"

માણેક પણ આશ્ચર્ય પામી. તે બોલી, "આપ શું મારા બાપને ઓળખો છો?"

મેં કંઈ પણ સ્પષ્ટ જવાબ આપ્યો નહિ.

પછી જ્યારે હું સંપૂર્ણ પ્રકારે તનદુરસ્ત થયો ત્યારે તે માણેકને મારી સાથે મુંબઈ લઈ ગયો.

---

# પ્રકરણ ૭ મું.

મુંબઈ જતાં રસ્તામાં મછવામાં મેં તેને પૂછ્યું, "માણેક, તમારૂં ઘર મુંબઇમાં છે, અને તમે અહિં શી રીતે આવ્યાં?"

તે બોલી, "એ બધું શું મારે કહેવું પડશે?"

મેં કહ્યું, "તમારી મરજી ના હોય તો ના કહેશો."

ખરી રીતે જોતાં આ આંધળી યુવતીની બુદ્ધિ, વિવેક અને સરળતાથી હું ઘણો ખુશી થયો હતો. તેને કોઈ જાતનો કલેશ આપવાની મારી ઇચ્છા નહોતી. તે બોલી, "જો તમે મારી હકીકત કહેવાને કહો છો, તો તેમાંની કેટલીક છુપાવીને હું કહીશ. સાંભળો. ગોપાળદાસ નામનો મારો એક પડોસીછે. તેની સ્ત્રીનું નામ ચંપા છે. એ ચંપાની જોડે મારે એકાએક મુલાકાત થઈ હતી. તેના બાપનું ઘર કરંજામાં છે. તેણે મને કહ્યું કે, 'તમે મારા બાપને ઘેર જશો?' હું તેમાં રાજી થઈ. તે પ્રથમ તો મને પોતાની જોડે તેના ધણીને ઘેર લઈ ગઈ. પણ તેના

બાપને ઘેર મોકલતી વખતે તે મારી જોડે આવી નહિ; તેના ભાઇ હીરાલાલને મારી સાથે મોકલ્યો. એ હીરાલાલ મછવામાં બેસાડીને મને કરંજાની તરફ લઈ ચાલ્યો."

મેં અહિં જાણ્યું કે તે હીરાલાલ સંબંધી વાત છુપાવે છે. પછી તેને પૃછયું, "શું તમે તેની જોડે ગયાં ?"

તે બોલી, "ઇચ્છા નહોતી, પણ જવું પડયું. શા માટે જવું પડયું તે હું કહી શકતી નથી. રસ્તામાં હીરાલાલે મારા ઉપર જુલમ કરવાની શરૂઆત કરી. હું તેના કહ્યાસર ચાલતી નથી તે જોઇને તેણે મારો વિનાશ કરવા માટે દરિઆના એક ટાપુમાં મને ઉતારી અને પોતે મછવો હંકારી પાછો ચાલ્યો ગયો."

પછી તે ચુપ થઈ હું હીરાલાલને છુપા પોશાકનો રાક્ષસ ધારીને મનમાં ને મનમાં તેના રૂપનું ધ્યાન કરવા લાગ્યો. ત્યાર પછી માણેક કહેવા લાગી, " તે જતો રહ્યા પછી પ્રાણત્યાગ કરવાને હું દરિઆના પાણીમાં ડૂબી."

મેં કહ્યું, "શા માટે તમે એમ કર્યું? શું તમે હીરાલાલને બહુ ચહાતાં હતાં?"

તે ભવાં ચઢાવીને બોલી, "જરા પણ નહિ. હું પૃથ્વીમાં કોઇના ઉપર પણ ઘણી આસક્ત નથી."

મેં કહ્યું, "ત્યારે શા માટે ડૂબી મરવા ગયાં?" તેણે કહ્યું, "મને જે દુઃખ છે તે હું આપને કહેવા ઇચ્છતી નથી."

મેં કહ્યું, "ઠીક છે; જે કહેવાને ચહાતાં હો તે કહો."

પછી તે બોલી, "હું પાણીમાં ડૂબીને તણાવા લાગી. એવામાં એક મચ્છીમારની હોડી જતી હતી, તેમાંનાં માણસોએ મને તણાતી જોઇને દરિયામાંથી ઉપાડી લીધી. પછી જે ગામમાં આપની જોડે મેળાપ થયો, ત્યાં એક માણસ ઉતર્યો; તેણે ઉતરતી વેળાએ મને પૂછ્યું, તમે ક્યાં જશો? મેં કહ્યું, મને કોઇ પણ જગાએ ઉતારશો હું તો ત્યાં ઉતરીશ. ત્યારે તેણે પૂછ્યું કે, "તમારૂં ઘર ક્યાં છે? મેં કહ્યું, મુંબઇમાં. ત્યારે તેણે કહ્યું, હું

કાલે મુંબઇ જનાર છું. તમે મારી જોડે ચાલો. આજ મારે ઘેર રહેજો. કાલે હું તમને મુંબઇ લેઇ જઇશ! હું ખુશી થતી થતી તેની જોડે ઉતરી. તે મને પોતાની જોડે લઇને ચાલ્યો. ત્યાર પછી જે બન્યું છે તે આપ જાણો છો."

મેં પૂછ્યું, "મેં જેના હાથથી તમને છોડાવ્યાં તે શું તેજ માણસ હતો?"

તેણે કહ્યું, "હા, તે પોતેજ હતો,"

પછી હું તે યુવતીને મુંબઇમાં લાવ્યો અને તેના કહ્યા પ્રમાણે જગા ખોળતાં ખોળતાં રામદાસનું ઘર શોધી કાઢી ત્યાં તેને લઇ ગયો.

રામદાસ દીકરી મળ્યાંથી ઘણો ખુશી થયો. તેની બાઇડી ઘણું રોવા લાગી. તેમણે મારી પાસેથી માણેકનો હેવાલ સાંભળીને મારો ઘણો આભાર માન્યો.

પછી મેં રામદાસને એક તરફ બોલાવીને પૂછ્યું, "શા માટે તમારી છોકરીએ ઘર છોડયું હતું, તે તમે જાણો છો?"

તેણે કહ્યું, "ના. હું તે વિષે બહુ બહુ વિચાર કરતો હતો, પણ કંઇ પણ જાણવા પામ્યો નથી."

મેં પૂછ્યું, "તે શા દુઃખથી પાણીમાં ડૂબી મરવા ગઇ હતી તે તમે જાણો છો?"

રામદાસ આશ્ચર્ય પામ્યો ને બોલ્યો, "તેને એવું શું દુઃખ છે, તે હું તો કંઇ જાણતો નથી. તે આંધળી છે એ મોટામા મોટું દુઃખ છે ખરૂં, પણ તેને લીધે આટલે દહાડે તે ડૂબી મરવા શા માટે જાય? તે આટલી મોટી થઇ પણ તેનું લગ્ન થયું નથી, એ દુઃખથી પણ તે એમ કરે નહિ કારણકે તેનું સગપણ કર્યું છે અને લગ્ન કરવાનું હતું. પણ લગ્નની આગલી રાતેજ તે નાસી ગઇ હતી."

આ નવી હકીકત જાણ્યાથી મેં પૂછ્યું, "તે નાસી ગઇ હતી કે?"

રામદાસે કહ્યું, "હા."

મેં પૂછ્યું, "તમને કહ્યું નહોતું?"

તેણે કહ્યું, "ના કોઇને પણ નહોતું કહ્યું."

મેં પૂછ્યું, "કોની જોડે એનું સગપણ થયું હતું."

તેણે કહ્યું; "ગોપાળદાસની જોડે."

મેં પૂછ્યું, "કિયો ગોપળદાસ? ચંપાનો વર?"

તેણે કહે, "હા" તમે તો બધુંએ જાણોછો? ને તેની જ જોડે.".

આટલી વાતચીતથી પડદો કંઇક ખૂલ્યા જેવું જણાયું. અને મને એમ લાગ્યું કે ચંપાએ શૉકયની બળતરાના ભયથી માણેકને છેતરીને પોતાના ભાઇની જોડે કારંજામાં મોકલાવેલી, અને તેનીજ સંલાહથી તેનો વિનાશ કરવાનો ઉદ્યોગ તેના ભાઇએ કર્યો હશે.

પણ અટકળ આ છુપાવીને નહિ કહેતાં મેં રામદાસને કહ્યું, "હું બધું જાણું છું, હું બીજું પણ જે જાણું છું તે તમને કહુછું. તમે કંઇ છુપાવશો ના."

તેણે કહ્યું, "ભલે, કહો."

મેં કહ્યું, "માણેક તમારી કન્યા નથી."

રામદાસ આશ્ચર્ય પામીને બોલ્યો. "આ તમે શું કહો છો! એ મારી છોકરી નથી તો કોની છે?"

મેં કહ્યું, "ભગવાનદાસની."

તે સાંભળી ને રામદાસ થોડો વખત મૂંગો રહીને બોલ્યો, "આપ કોણ છો તે હું જાણતો નથી. પણ હું આપને પગે પડીને કહું છું, કે **આ વાત તમે માણેકને કહેશો નહી.**"

મેં કહ્યું, "હું હમણાં કહીશ નહિ. પણ કહેવી તો પડશેજ. હું જે જે પૂછું તેનો ખરેખરો જવાબ આપો. જ્યારે ભગવાનદાસ મરી ગયો ત્યારે માણેકનાં "કંઇ ઘરેણાં હતાં કે?"

રામદાસ કર્યો. તેણે કહ્યું "મેં તો તેનાં ઘરેણાંની વાત કંઇ જાણી નથી. ઘરેણાં કંઇ મને મળ્યાં નહોતાં."

મેં કહ્યું, "ભગવાનદાસના મૃત્યુ પછી તમે તેની સંપત્તિને માટે પોરબંદર ગયા હતા કે નહિ?"

તેણે કહ્યું, "હા ગયો હતો. જઇને સાંભળ્યું કે ભગવાનદાસનું જે કંઇ હતું તે પોલીસે લઇ લીધું છે."

મેં કહ્યું, "ત્યારે તમે કંઇ કર્યું કે નહિ?"

તે બોલ્યો, "હું બીજું શું કરૂં? મને પોલીસનો ઘણો ભય લાગે છે. માણેકનાં સોનાનાં કડાં ચોરાયાં હતાં તેમાં મારે ઘણું ભોગવવું પડયું હતું. તેથી પોલીસનું નામ સાંભળીને જ હું કંઈ બોલ્યો નહિં."

મેં પૂછ્યું, "માણેકનાં કડાંની ચોરીનો મુકદ્દમો શી રીતનો થયો?"

તેણે કહ્યું, "એ છોડીને ઓટણ કરાવ્યું ત્યારે તેનાં કડાં ચોરાયાં હતાં. ચોર પકડાયો હતો. પણ તેમાં મારે ઘણું ભોગવવું પડયું હતું."

આટલી વાતચીત કરીને હું ત્યાંથી પાછો ફર્યો.

---

# ખંડ ૩ જો.

---

## પ્રકરણ ૧ લું.

### મનમોહનદાસ વકતા,

આ ભાર મારા ઉપર આવ્યો છે. માણેકના જીવન ચરિત્રનો આ ભાગ મારે લખવો પડયો. તે લખું છું.

મેં માણેકના લગ્નની બધી તૈયારી કરી હતી. પણ લગ્નને દહાડે સવારે મેં સાંભળ્યું કે તે તો નાસી ગઈ છે, અને જડતી નથી. ઘણી તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ. કોઇએ કહ્યું કે તે ભ્રષ્ટા થઈ છે, પણ મેં તે માન્યું નહિ, મેં તેને બહુ વાર જોઈ હતી. હું સોગન ખાઇને કહી શકું છું કે તે કદી ભ્રષ્ટા થઈ શકે નહિ. તે છતાં આમ થઇ શકે એમ છે કે તે કુંવારી છે, અને કુંવારી અવસ્થામાં કોઇના પણ

પ્રેમમાં ફસાઇને વિવાહાશંકાથી ઘર છોડીને ગયેલી હોવી જોઇએ. પરંતુ તેમાં પણ વાંધા છે. પહેલું તો તે આંધળી છે, તો કેવી હિમ્મતથી આશ્રય ત્યાગીને જાય? બીજું જે આંધળી છે તે શું પ્રેમાસક્ત થઇ શકેછે? કદાપિ નહિ. કોઇ હસતા ના, મારા જેવા ઘણાક મૂર્ખો છે. અમે એ જાણ પુસ્તકો વાંચીને ધારીએ છીએ કે જગતનાં ચેતનાચેતનનાં ગૂઢથીપણ ગૂઢ તત્ત્વ બધાં નખદર્પણ તરીકે જાણી લીધાં છે. જે અમારી બુદ્ધિમાં ઉતરતું નથી તે માનતા નથી. અમે ઇશ્વરને માનતા નથી, કેમકે અમારી ટૂંકી વિચારશક્તિથી તે મોટા તત્ત્વની મીમાંસા કરી શકતા નથી. આંધળીનો રૂપોન્માદ શા રીતે સમજવો.

તપાસ કરતાં કરતાં મેં જાણ્યું કે જે રીતે માણેક અદૃશ્ય થઇ ગઇ, તે રીતે હીરાલાલ પણ અદૃશ્ય થયો હતો. બધાં કહેવા લાગ્યાં કે તે હીરાલાલની જોડે નાસી ગઇ. લાચારીથી મેં આવો સિદ્ધાંત કર્યો કે હીરાલાલ માણેકને ઠગીને લઇ ગયેલો. તે ઘણી સુંદર છે; ગમે તો તે આંધળી છે, પણ

એવો માણુસ નથી કે તેના રૂપમાં મુગ્ધ થાય નહિ. હીરાલાલ તેના રૂપમાં મુગ્ધ થઇને તેને ઠગીને લઇ ગયેલો. આંધળાને ઠગવું એ ઘણું સહેલું છે.

થોડા દહાડા પછી હીરાલાલ છતો થયો. મેં તેને કહ્યું, "તું માણેકની ખબર જાણે છે કે?" તે બોલ્યો "નહિ."

શું કરૂં! બીજી વાર હું તેને પૂછી શક્યો નહિ. મેં મારા મોટા ભાઇને કહ્યું. તેમણે કહ્યું, એ દુષ્ટને મારો. પણ માર્યાથી શું વળવાનું છે? મેં વર્તમાન પત્રમાં જાહેર ખબર આપી કે જે માણેકની શોધ મેળવી લાવશે તેને ઇનામ આપવામાં આવશે. પણ તેનું કંઇ ફળ થયું નહિ.

---

## પ્રકરણ ૨ જું.

માણેક જન્મથી આંધળી છે, પણ તેની આંખો જોયાથી તે આંધળી જણાતી નહોતી. ઉપરથી જોતાં તો તેમાં કંઇ દોષ જણાતો નહોતો. બંને આંખો મોટી સુનીલ, ભ્રમર કૃષ્ણ તારાવાળી હતી. એવી

અતિ સુંદર આંખો છતાં તેમાં દૃષ્ટિ નહોતી. સ્નાયુના દોષથી તે આંધળી હતી. સ્નાયુનો વ્યાપાર આંખનાં કામને મદદ કરતો નહોતો. બાકી તે સર્વાંગ સુંદરી હતી; ઉદ્ભેદ--પ્રમુખ અતિ નવીન કેળના પાંદડાના જેવો ગૌર વર્ણ; વર્ષાદના પાણીથી પૂર્ણ નદીના જેવું સંપૂર્ણતા વાળું ગઠન; મુખકાંતિ ગંભીર; ચાલવાની ઢબ છબ મૃદુ, સ્થિર અને અંધાપાથી સર્વદા સંકોચસૂચક હતી; તેનું હાસ્ય દુઃખમય હતું. ઘણું કરીને આ સ્થિરપ્રકૃતિ સુંદર શરીરમાં દૃષ્ટિ વિનાની આંખો જોયાથી તે જાણે કોઈ કારણી-કુશળ શિલ્પકારના યત્નથી બનેલી પત્થરની સ્ત્રી-મૂર્ત્તિ હોય તેવી જણાતી હતી.

માણેકને પ્રથમ જોતાંજ મારી ખાતરી થઇ હતી કે, આ સૌંદર્ય અનિંદનીય હોવા છતાં પણ મુગ્ધ નથી. તે રૂપવાન છે, પણ તેનું રૂપ જોઇને કોઈ પણ ઘેલો થશે નહિ. તેની આંખની મોહિની ગતિ વિનાની છે. સૌંદર્ય જોઇને લોકો પ્રશંસા કરશે ને તે મૂર્તી સહેલાઇથી ભૂલશે નહિ, કેમકે તે

સ્થિર, ગંભીર કાંતિની જરા આકર્ષક શક્તિ છે; પણ તે આકર્ષણ જૂદીજ જાતનું છે; ઇન્દ્રિયની જોડે તેનો કંઇ પણ સંબંધ નથી. જેને પાંચ બાણ કહે છે, તેનો માણેકના રૂપની સાથે કંઇ પણ સંબંધ નથી. ત્યારે તેમાં શું નથી ?

તે ગમેતે હો, હું વખતો વખત ધારતો કે માણેકની શી દશા થશે? તે ગરીબની છોકરી છે, પણ દેખાવમાં ગરીબની પ્રકૃતિવાળી નથી. ગરીબ માણસના સિવાય બીજી જગાએ તેનું લગ્ન થવું મુસ્કેલ છે, એટલુંજ નહિ, પણ એવા ગરીબની જોડે પણ આટલી ઉમ્મર સુધી તેનું લગ્ન થયુ નથી. ગરીબની સ્ત્રી ઘરના કામ કાજને માટે હોય છે; તેથી જે સ્ત્રી આંધળી હોવાથી ઘરના કામ કાજમાં મદદ કરી શકે નહિ તેને કિયો ગરીબ માણસ પરણે? પણ ત્યારે કોઇ ગરીબના સિવાય આ ગરીબ કપોળ વાણિયાની છોકરીની જોડે કોણ પરણશે? તેમાં વળી એ આંધળી છે. એટલે એવા સ્વામીના સહવાસથી તેને દુઃખ સિવાય

સુંખ• થવું મુશ્કેલ છે. કપાય નહિ એવા કાંટા વાળા જંગલમાં યત્નથી ઉછેરેલી ફૂલવાડીના ફૂલની પેઠે, આ સ્ત્રી ગરીબના ઘરમાં જન્મી છે. કાંટાથી ઘેરાઇને તેને મરવું પડશે. ત્યારે હું ગોપાળદાસની જોડે તેનું લગ્ન કરાવવા માટે આટલો આતુર શા માટે થયો હતો, તે મારાથી બરાબર સમજી શકાતું નથી. ઓરમાન માનો જુલમ ઘણો છે; તેની ઉત્તેજનાથી હું એનું લગ્ન કરાવવામાં પ્રવૃત્ત થયો હતો. વળી કહેવું તે શું ! જેનું હું પોતે લગ્ન કરી શકતો નથી, તેનું લગ્ન કરાવવાની ઇચ્છા કરૂંછું !

આ બોલવું સાંભળીને ઘણીક સુંદરી મધુર હાસ્યથી પૂછી શકશે, કે શું તમારા મનમાં ને મનમાં માણેકની જોડે લગ્ન કરવાની ઇચ્છા થાય છે? નહિ; મને તે ઇચ્છા નથી. માણેક રૂપવંતી હોવા છતાં પણ આંધળી છે. તે દળનારીની છોકરી છે અને વળી અજાણી છે, તેથી તેની જોડે હું લગ્ન કરી શકતો નથી; અને એવી ઇચ્છા પણ નથી. જો કે મને લગ્ન કરવાની અનિચ્છા પણ નથી, તે છતાં મનને

પસંદ પડતી કન્યા મેળવી શકતો નથી. હું જેની જોડે પરણું તે માણેકના જેવી રૂપવંતી હોવી જોઇએ, તે છતાં વિજળી જેવા કટાક્ષ વર્ષાવનારી જોઇએ; વંશ-મર્યાદામાં શાહઆલમ અથવા મલ્હારરાવ હોલકરના જેવા પ્રતાપી કુળની કન્યા જોઇએ; વિદ્યામાં લીલા-વતી અથવા શાપભ્રસ્ટા સરસ્વતી જેવી જોઇએ; અને પતિભક્તિમાં સાવિત્રિ જોઇએ. વળી ચરિત્રમાં લક્ષ્મી, રાંધવામાં દ્રૌપદિ, અને આદર આપવામાં સત્યભામા જોઇએ. પછી તે મારે ખાવાની વેળાએ પાનનું લવંગ કાઢી આપે, હોકો પીવાની વખતે હોકાની નળી પાસે છે કે નહિ તે કહી આપે, ખાવાની વખતે પાસે બેસીને ભટને હુકમ કરે કે ગરમ રોટલી લાવ, તથા શાક બાજી મૂક; અને નાહ્યા પછી શરીર લૂછ્યું છે કે નહિ તેની તપાસ કરે. ચા પીવાની વખતે ખડિયામાં ચમચો નાખીને ચાનો સ્વાદ ન લઉં, અને શાહીને બદલે ચાના પ્યાલામાં કલમ ના બોળું, તે વિષેમાં સાવચેત રહે; પિકદાનીમાં રૂપિઆ નાખીને પેટીમાં થુંકી બેસું નહિ તેની ખબરદારી રાખે; મિત્રને કાગળ

લેખમાં પોતાના નામનું સરનામું કરી દીધું હોય તો તે સુધારી લે, અને પૈસા આપવા જતાં રૂપિઆ તો આપી દેતો નથી, તેની સંભાળ રાખે. આવી કન્યા જો મળે તો હું લગ્ન કરૂં. તમે મનમાં હસો છો! તમારામાંથી જો કોઇ અવિવાહિતા હોય અને આવા ગુણમાં ગુણવતી હોય તો કહો, હું ગોરને બોલાવું.

---

## પ્રકરણ ૩ જું.

આખરે રામદાસની પાસેથી સાંભળ્યું કે માણેક મળી છે. પણ રામદાસ એ વિષયમાં અમારી જોડે બહુ વિચિત્ર ચાલચલણ ચલાવવા લાગ્યો. માણેક ક્યાંથી મળી, શી રીતે મળી, તે સંબંધી તે કંઇ બોલ્યો નહિ. અમે ઘણું પૂછ્યું પણ કશું એ કહ્યું નહિ. તે શા માટે ઘર છોડીને ચાલી ગઇ હતી, એ પ્રશ્નનો પણ કંઇ જવાબ ના આપ્યો. તેની સ્ત્રીએ પણ એમ જ કર્યું. મારી સાવકી મા સોયના પ્રમાણે લોકોના મનમાં પ્રવેશ કરી શકે છે, પરંતુ તે પણ

તેની પાસેથી કંઇ વાત કાઢી શકી નહિ. માણેક પોતે હવે મારે ઘેર આવતી નથી, અને શા માટે આવતી નથી તે પણ કંઇ સમજાતું નથી. આખરે રામદાસે અને તેની સ્ત્રીએ પણ મારે ઘેર આવવું બંધ કર્યું છે. માએ બહુ દિલગીર થઇને તેની ખબર કાઢવા માટે તેને ત્યાં માણસ મોકલ્યું હતું. તે માણસે આવીને કહ્યું કે તેઓ ઘર ખાલી કરીને બીજી જગાએ રહેવા ગયાં છે. તેમની કોટડી ખાલી છે. અને ક્યાં રહેવા ગયાં છે તેનો પત્તો માળાનાં બીજાં માણસો કહેતાં નથી.

એને એક મહિનો વિત્યા પછી એક સારો માણસ મને મળવા આવ્યો. તેણે આવતાં જ પોતાની મેળે પોતાની ઓળખાણ આપી કે, "મારૂં રેહેઠાણ મુંબઇ નથી. મારૂં નામ રણછોડદાસ છે, મારૂં ઘર વસઇમાં છે."

તે વેળાએ હું તેની જોડે વાતે વળગ્યો. શા માટે તે આવ્યો છે, એ હું તેને એકદમ પૂછી શક્યો નહિ. તેમ તેણે પણ પહેલાં કંઇ કહ્યું નહિ. તેથી સામા-

ત્રિક તથા રાજકીય વિષય પર વાતચીત થવા લાગી. મેં જોયું કે તે વાતચીત કરવામાં ઘણો જ કુશળ હતો. તેની બુદ્ધિ તિક્ષ્ણ અને માર્જિત હતી, શિક્ષણ સંપૂર્ણ હતું અને વિચાર ઘણા લાંબા હતા. વાતચીતથી જરા અવસર મેળવીને તે મારા ટેબલ ઉપર મૂકેલી શેક્સપિયરની ગ્યાલેરીનાં પાનાં ઉથલાવવા લાગ્યો. તેટલી વારમાં હું તેને જોવા લાગ્યો. તે દેખાવમાં સુંદર પુરુષ હતો. ગૌર વર્ણનો હતો. જરા દુર્બળ હતો, એટલે ઘણો જાડો નહિ તેમ છેક પાતળો પણ ન હોતો. આંખો મોટી હતી; વાળ ઝીણા, વળેલા, અને સારા ઓળેલા હતા. તેણે પોશાક ઘણો કિંમતી પહેર્યો નહોતો, પણ સ્વચ્છ હતો. એની બોલવાની ઢબછબ ઘણી મનોહર હતી. ગળાનો અવાજ ઘણો સુમધુર હતો. તેનો ચહેરો જોઇને હું સમજ્યો કે આ માણસ ઘણો ચતુર છે.

શેક્સપિયરની ગ્યાલેરીનાં પાનાં ઉથલાવીને આખરે તે પોતાની જરૂરની વાત કંઈ નહિ કહેતાં એ પુસ્તકમાંનાં ચિત્રો વિષે વાતચીત કરવા લાગ્યો.

મને સમજાવવા લાગ્યો, કે જે વાક્ય અને કાર્યથી ચિત્રિત થયું છે, તેને ચિત્રિત કરવામાં યત્ન કરવો એ નકામું છે. તે ચિત્ર કદી પણ સંપૂર્ણ થઈ શકતું નથી. તેજ પ્રમાણે આ ચિત્રો પણ સંપૂર્ણ નથી. ડિસાડિમોનાનું ચિત્ર દેખાડીને તેણે કહ્યું, આ ચિત્રમાં ધૈર્ય, માધુર્ય ને નમ્રતા જણાય છે, પણ ધૈર્યની જોડે હિમ્મત ક્યાં છે? નમ્રતાની જોડે સતીત્વનો અહંકાર ક્યાં છે? જુલિયટનું ચિત્ર દેખાડીને કહ્યું, આ જુવાન સ્ત્રીની મૂર્ત્તિ છે ખરી, પણ તેમાં તેના નવ યૌવનનું અદમનીય ચાંચલ્ય ક્યાં છે?

આવી રીતે તેણે ઘણી જાતની ચર્ચા કરી. શેક્સપિયરની નાયિકાઓથી શકુન્તલા, સીતા, કાદંબરી, વાસવદત્તા, રૂક્મિણી, સત્યભામા વગેરે આવી. તેણે એકના પછી એક તેઓના ચરિત્રનું પૃથક્કરણ કર્યું. પ્રાચીન સાહિત્યના પ્રસંગથી પ્રાચીન ઇતિહાસની વાત નીકળી. તે વાતમાં તાલિતસ, પ્લુટાર્ક, થુકીદિદિશ વગેરેનો વિચાર થવાનો આરંભ થયો. પ્રાચીન ઇતિહાસ લખનારાઓના મત

લઇને તેણે કોમટના ત્રૈકાલિક ઉન્નતિ સંબંધી મતનું સમર્થન કર્યું. અને તે પરથી મિલ તથા હક્ષલીની વાત નીકળી. પછી હક્ષલીથી વેન તથા ડારવિન, અને ડારવિનથી બુકનેથર, સોપેનયરની વગેરે-ની સમાલોચના થઈ. એમ અપૂર્વ પાંડિત્યનો સ્ત્રોત તે મારા કાનમાં વહેવડાવવા લાગ્યો. હું પણ મુગ્ધ થઇને અસલ વાત ભૂલી ગયો.

પછી વખત ઘણો થયલો જોઇને તેણે કહ્યું, "શેઠને હવે હું કંટાળો આપીશ નહિ. જે માટે હું આવ્યો છું, તે હજી સુધી કહેવામાં આવ્યું નથી. રામદાસ જે આપના ઘરમાં વખતો વખત આવે છે અને તેની સ્ત્રી તમારા ઘરનું દળણું દળે છે, તેમને શું એક દીકરી છે?"

મેં કહ્યું, "હું ધારૂં છું કે છે."

તે જરા હસીને બોલ્યો, "હું ધારૂં છું કે છે! હું તેને પરણવાને ચાહું છું. અને મેં નક્કી પણ કર્યું છે."

હું આશ્ચર્ય પામ્યો. તે કહેવા લાગ્યો, "હું રામ-દાસને આ વાત કહેવા ગયો હતો. તેને મેં કહ્યું

છે. હવે તમારી જોડે કંઇક વાત કરવી છે. પણ જે કહેવાનું છે તે તમારા બાપને કહેવું ઉચિત છે, કારણકે તે મોટા શેઠ છે અને ઘરના કરતા-કારવતા છે. પણ હું જે કહીશ તે ગુસ્સો ઉપજવા જેવી વાત છે. તેથી તમે સર્વ કરતાં સ્થિર સ્વભાવના અને ધાર્મિક છો, એ વાસ્તે તમને કહું છું."

મેં પૂછ્યું, "શી વાત છે શેઠ?"

તેણે કહ્યું, "માણેકની કંઇ મિલ્કત છે?"

મેં કહ્યું, "તે વળી શું! તે તો રામદાસની કન્યા છે."

તેણે કહ્યું, "રામદાસની તો પાળેલી કન્યા માત્ર છે."

મેં પૂછ્યું, "ત્યારે તે કોની કન્યા છે? ક્યાંથી તેને ધનદોલત મળી? આ વાત અમે આટલા દહાડાથી સાંભળી કેમ નહોતી?"

તેણે કહ્યું, "તમે જે સંપત્તિ ભોગવો છો, એ જ માણેકની છે. માણેક ગોકળદાસના બાપની પુત્રી છે."

પહેલાં તો હું ચમકી ઉઠ્યો. ત્યાર પછી સમ-

જાણ્યો કે કોઇ ઠગના હાથમાં હું સપડાયો છું. પછી જાહેર રીતે મોટેથી હસીને બોલ્યો, "શેઠને હું નકામા માણસ તરીકે ધારૂં છું. મારે ઘણાં કામ છે; હમણાં તમારી જોડે મશ્કરી કરવાનો મને વખત નથી. તમે તમારે ઘેર ચાલ્યા જાઓ."

તેણે કહ્યું, "ત્યારે વકિલના તરફથી ખબર સાંભળશો."

---

## પ્રકરણ ૪ થું.

બીજી તરફથી શેઠ માધવદાસની તરફથી ખબર મળી કે ગોકળદાસનો વારસદાર મળ્યો છે. ધનદોલત તેને કાઢી આપવી પડશે. ત્યારે શું રણછોડદાસ ઠગ નથી?

કોણ વારસદાર છે તે શેઠે કંઇ જણાવ્યું નહોતું. પણ રણછોડદાસની વાત યાદ આવી કે માણેક જ વારસદાર હોવી જોઇએ. જે માણસ દાવાદાર છે તે ગોકળદાસનો ખરેખરો વારસદાર છે કે નહિ તે વિષે ખાતરી પૂર્વક જાણવા માટે હું શેઠ

માધવદાસને ત્યાં ગયો. જઈને મેં તેમને પૂછ્યું, "શેઠે પહેલાં કહ્યું હતું કે ગોકળદાસ કુટુંબ સહિત દરિઆમાં ડૂબી મુઓ છે. તેનાં પ્રમાણ પણ છે. ત્યારે તેનો વારસ વળી ક્યાંથી આવ્યો?"

માધવદાસે કહ્યું "ભગવાનદાસ નામે તેનો એક ભાઈ હતો તે તમે જાણતા જ હશો."

મે કહ્યું, "હા, તે હું જાણું છું. પણ તે તો મરી ગયો છે."

માધવદાસે કહ્યું, "ખરૂં છે. પણ તે ગોકળદાસના પછી મુઓ છે, તેથી આ મિલ્કતનો અધિકારી થઈને મુઓ છે."

મેં કહ્યું, "ગમે તેમ હો, પણ ભગવાનદાસનું હમણાં કોઈ નથી ને?"

તેમણે કહ્યું, "પહેલાં મેં એવું ધારીને તમને ધનદોલત આપી હતી. પણ હમણાં હું જાણવા પામ્યો છું કે તેની એક દીકરી છે."

મેં કહ્યું, "ત્યારે આટલા દહાડા થયા તે કન્યાનો કંઈ પ્રસંગ શા માટે કાઢવામાં આવ્યો નહિ?"

તેમણે કહ્યું, "ભગવાનદાસની સ્ત્રીને કન્યા અવતરી હતી. પણ તે સ્ત્રીનું મરણ નીપજ્યાથી ભગવાનદાસે તે કન્યાને પોતાની સાળીને ઉછેરવા આપી હતી. તેણે તે કન્યાનું પોતાની દીકરીના પ્રમાણે પ્રતિપાલન કર્યું, અને તે પોતાની જ દીકરી છે એમ બધાને કહેવા લાગી. ભગવાનદાસના મૃત્યુ પછી તેની સંપત્તિ નવારસી તરીકે રાજ્યમાં લેવાઇ હતી. તે વેળાએ મેં તેને નાવારસ ધાર્યો હતો; પણ હમણાં તેના એક પડોસીએ મારી પાસે આવીને તેની છોકરીની વાત કહી. તેના આપેલા પત્તા પ્રમાણે મેં તપાસ કરી તેથી જાણવા પામ્યો છું કે તેની કન્યા છે ખરી."

મેં કહ્યું, "કદાચ એક છોકરી પકડી લાવીને તેને ભગવાનદાસની દીકરી તરીકે કોઈ ધુતારો હાજર કરી શકે. પણ તે ખરેખરી ભગવાનદાસની કન્યા છે તેનું કંઈ પ્રમાણ છે કે?"

માધવદાસે કહ્યું, "હા, છે." આવું કહીને તે એક કાગળ મને જોવા આપીને બોલ્યા, "આ વિષેનાં



જે જે પ્રમાણ એકત્ર કરવામાં આવ્યાં છે, તે એમાં નોંધી રાખ્યાં છે."

મેં તે કાગળ વાંચ્યો. તેમાં જોયું કે ભગવાનદાસનો સાઢુ રામદાસ છે. અને ભગવાનદાસની કન્યાનું નામ માણેક છે.

જે પ્રમાણ જોયાં તે ઘણાં ભયાનક હતાં ખરાં. આટલા દહાડા થયાં અમે આંધળી માણેકના ધનથી ધનવાન થઇને તેને ગરીબ તરીકે ધિક્કારતા હતા. !

પછી માધવદાસ શેઠે એક સાક્ષીની જબાનીની નક્કલ મારા હાથમાં આપીને કહ્યું, "આમાં જુઓ. આ સાક્ષી કોની છે?"

મેં વાંચી જોયું તો જણાયું કે તે જબાની ભગવાનદાસની છે. સોનાના કડાની ચોરીના મુકદમામાં માજીસ્ટ્રેટની સમક્ષ તે જુબાની તેણે આપેલી છે. તેમાં તેના બાપનું નામ તથા રેહાણ લખેલું છે, તે પણ વાંચી જોયું, તે ગોકળદાસના પિતાના નામ અને રેહાણની જોડે મળ્યું. પછી માધવદાસે મને

પૂછ્યું, "ગોકુળદાસના ભાઈ ભગવાનદાસે આ જબાની આપી છે તે શું આપના સમજવામાં આવતું નથી?"

મેં કહ્યું, "એમ જણાય છે ખરૂં."

માધવદાસે કહ્યું, "જો શક હોય, તો અહિં જ તે દૂર થશે; આગળ વાંચો."

હું વાંચવા લાગ્યો. જબાનીમાં વળી તે કહે છે કે, "મારે છ મહિનાની એક દીકરી છે, તેને એક અઠવાડિયા ઉપર ઓટણ કરાવ્યું છે. એ ઓટણને દહાડે તેનાં કડાં ચોરાયાં છે."

આટલે સુધી મેં વાંચી જોયું. પછી માધવદાસ શેઠે કહ્યું, "જુઓ, એ કેટલા વર્ષ પરની જબાની છે?"

મેં તેમાં તારીખ જોઇ તો તે જબાની ઓગણીસ વર્ષ ઉપરની જણાઈ.

ત્યારે માધવદાસ શેઠે મને પૂછ્યું, "એ કન્યાની ઉમ્મર તે હિસાબે હાલ કેટલી થવી જોઇએ?"

મેં કહ્યું, "ઓગણીસ વર્ષ ને કેટલાક મહિના-લગભગ વીસ વર્ષની જોઇએ."

માધવદાસે પૂછ્યું, "ત્યારે માણેકની ઉમ્મર તમે કેટલી ધારો છો?"

મેં કહ્યું, "લગભગ ૨૦ વર્ષની."

માધવદાસે કહ્યું, "આગળ વાંચો. ભગવાનદાસે આગળ જતાં છોકરીનું નામ પણ કહ્યું છે."

હું વાંચવા લાગ્યો. મેં જોયું કે, પાછાં મળેલાં કડાં જ્યારે ભગવાનદાસને દેખાડયાં ત્યારે તે જોઇને તે બોલ્યો છે કે, "આ કડાં મારી દીકરી માણેકનાં છે ખરાં."

હવે ઘણો સંદેહ રહ્યો નહિ. તથાપિ હું વાંચવા લાગ્યો. પ્રતિવાદીના વકિલે ભગવાનદાસને પૂછ્યું, "તમે ગરીબ છો, તો તમારી કન્યાને સોનાનાં કડાં શી રીતે ઘડાવ્યાં?" ભગવાનદાસે જવાબ આપ્યો, "હું ગરીબ છું, પણ મારા ભાઇ ગોકુળદાસની પાસે પાંચ પૈસાનો જીવ છે, તેણે મારી દીકરીને એ સોનાનાં ઘરેણાં આપ્યાં છે."

ત્યારે આ ભગવાનદાસ તે આપણા ગોકળદાસનો ભાઇ છે, તે વિષે હવે કંઇ સંદેહ રહ્યો નહિ.

પછી પાછું વકિલે પૂછ્યું, "તમારા ભાઈએ તમારી સ્ત્રીને અથવા તમને બીજાં કાંઇ ઘરેણાં ઘડાવી આપ્યાં હતાં?"

ઉત્તર—ના.

ફરી પ્રશ્ન—"શું તે તમારા ઘરસંસારનો ખર્ચ પણ આપે છે કે?"

ઉત્તર—ના.

પ્રશ્ન—"ત્યારે તમારી કન્યાના ઓટણમાં સોનાનાં ઘરેણાં આપવાનું કારણ શું?"

ઉત્તર—"મારી આ દીકરી જન્મથી આંધળી છે, એ વાસ્તે મારી સ્ત્રી સર્વદા રૂવે છે. મારા ભાઇ અને ભોજાઇએ તેથી દુઃખિત થઇને અમારા મનનું દુઃખ કંઇક ઓછું થાય એવા વિચારથી ઓટણને વખતે છોકરીને આ ઘરેણાં આપ્યાં હતાં."

જન્મથી આંધળી! ત્યારે તો તે આ માણેક જ છે તેમાં હવે શો શક છે?

હું નિરાશ થયો અને જબાનીનો કાગળ એક બાજુએ મૂકીને બોલ્યો, "મને હવે ઘણો સંદેહ નથી."

માધવદાસ શેઠે કહ્યું, "આટલા થોડા પ્રમાણથી તમને સંતુષ્ટ થવા હું કહેતો નથી. બીજી એક જબાનીની નકલ જુઓ."

બીજી જબાનીમાં પણ મેં જોયું કે એ પણ ઉપર કહેલા કડાંની ચોરીના મુકદ્દમાની શાક્ષી હતી. એ જબાની આપનાર રામદાસ છે. તે એક માત્ર સંબંધી તરીકે ઓટણને વખતે હાજર હતો. ભગવાનદાસના સાઢુ તરીકે તે પોતાની ઓળખાણ આપેછે અને ચોરીનો વિષય બધો સપ્રમાણ કરેછે.

પછી માધવદાસ શેઠે કહ્યું, "જે હાલમાં મહેતાનું કામ કરેછે અને જેની બાઈડી દળણું દળેછે, તે રામદાસ અને આ રામદાસ એક જ છે, એમાં જો સંદેહ પડતો હોય તો તેને બોલાવીને પૂછો."

મેં કહ્યું, "એ વગર કામનું છે."

માધવદાસ શેઠે બીજાં પણ કેટલાંક પ્રમાણો મને દેખાડ્યાં; પણ તે બધાંનું વિસ્તાર પૂર્વક વર્ણન કર્યાથી વાંચનારને વખતે ઠીક લાગશે નહિ. માત્ર એટલું કહ્યાથી બસ થશે કે, આ માણેક ભગ-

ધાનદાસની દીકરી છે તે વિષે મને કંઇ પણ શક રહ્યો નહિ. તે વેળાએ મને એમ લાગ્યું કે, હવે વૃદ્ધ માબાપને લઇને ખાવાને માટે ગાભરા થઇને ભટકવું પડશે.

પછી મેં માધવદાસ શેઠને કહ્યું, “ ફરિયાદી માંડવી વૃથા છે. આ મિલ્કત બધી માણેકની છે, તે તેને આપીશ; તે છતાં મારો મોટો ભાઇ આ વિષયમાં સરખો અધિકારી છે, તેને પૂછવાની માત્ર રાહ જોવી જોઇએ.”

તે પછી હું એક વાર માજીસ્ટ્રેટની કોર્ટમાં જઇને અસલ જબાની જોઇ આવ્યો. તેથી જાણ્યું કે નક્લ કોઇ રીતે બનાવટી નથી.

પછી અમે બધી ધનદોલત માણેકબાઇને માટે છોડી દીધી.

---

## પ્રકરણ ૫ મું.

અમે માણેકબાઇને માટે બધી ધનદોલત છોડી દીધી, પણ કોઇએ તે હસ્તગત કરી નહિ.

એક દહાડો રામદાસ મારે ઘેર આવ્યો. તેને મ્હોએ મેં સાંભળ્યું કે તે કાળકાદેવીના રસ્તા ઉપર એક ઘર વેચાતું લઇને ત્યાં માણેકને લઇને રહેછે. મેં પૂછ્યું રૂપિઆ ક્યાંથી મેળવ્યા? ત્યારે તેણે કહ્યું, રણછોડદાસે કરજે આપ્યા છે; જ્યારે માણેકની મિલ્કત મળશે ત્યારે તેનું કરજ ફેડીશું. મેં પૂછ્યું, ત્યારે કેમ તમે તમારી ધનદોલત સ્વાધીન લેતા નથી? તેણે કહ્યું કે તે વિષે શેઠ રણછોડદાસ જાણે. મેં પૂછ્યું, રણછોડદાસે માણેકબાઈની જોડે લગ્ન કર્યાં છે? રામદાસે કહ્યું, ના. પછી બીજી વાતચીત કરતાં કરતાં મેં તેને પૂછ્યું, "રામદાસ, આટલા દહાડા થયા કેમ તમે દેખાતા નહોતા?"

રામદાસે કહ્યું, "જરા ઘરમાં રૂપિઆ થયા હતા!"

મેં પૂછ્યું, "શું કોઇની ચોરી બોરી કરી હતી કે ઘરમાં રૂપિઆ થયા હતા?"

તેણે કહ્યું, "કોની ચોરી કરૂં? રણછોડદાસ શેઠે

કહ્યું હતું કે હમણાં મિલ્કતની ગરબડ ચાલે છે, માટે જરા આડમાં રહેવું સારૂં છે. માણસની તો આંખની શરમ છે•ને ?”

મેં કહ્યું, “કદાચ અમે કંઇક ધનદોલત છોડવાને વિનંતિ કરીએ તેથી કે ? રણછોડદાસ શેઠ ડાહ્યા માણસ દેખાય છે. ગમે તેમ હો, હમણાં આટલે દહાડે તમારાં દર્શન ક્યાંથી થયાં ?”

રામદાસે કહ્યું, “તમારા બાપે મને બોલાવ્યોછે.”

મેં પૂછ્યું, “મારા બાપે ? તેમણે તમારૂં ઠેકાણું કેમ જાણ્યું ?”

રામદાસે કહ્યું, “શોધતાં શોધતાં.”

મેં કહ્યું, “એટલી બધી તપાસ શામાટે કરી ? શું તમારી મિલ્કત છોડી દેવાની વિનંતિને માટે તો નહિ કે?”

રામદાસે કહ્યું, “નહિ નહિ. એ વળી શું ? એમ શા માટે કરે ? બીજી એક વાતને માટે બોલાવ્યો હતો. હમણાં માણેકને મિલ્કત મળેલી સાંભળીને આપણી ન્યાતના ઘણા માણસોએ

માગાં મોકલ્યાં છે; તેમાંથી ક્યાં સગપણ કરૂં, તે વિષે તમારી સલાહ પૂછવા આવ્યો છું."

મેં કહ્યું, "શા માટે આમારી સલાહ પૂછવી જોઇએ? રણછોડદાસ શેઠની જોડે માણેકનું સગપણ થયું હતું ને? જેણે આટલી આટલી મહેનત કરીને માણેકબાઇની ધનદોલત મેળવી આપી તેને છોડીને બીજા કોને પરણાવશો?"

રામદાસે કહ્યું, "જો તેના કરતાં પણ કોઇ બીજો સારો વર મળે તો?"

મેં કહ્યું, "એના કરતાં બીજો સારો વર ક્યાંથી મેળવશો?"

રામદાસે કહ્યું, "ધારો કે તમારા જેવો વર જો મેળવું તો?"

હું જરા ચમક્યો. પછી બોલ્યો, "તેમ થયાથી રણછોડદાસના કરતાં સારો વર મળ્યો કહેવાય નહિ. પણ આ નકામી વાતને હવે છોડો. શું તમે મારી જોડે માણેકનું સગપણ કરવા આવ્યા છો?"

રામદાસ જરા કુંઠિત થઇને બોલ્યો, "હા, તેમ છે ખરૂં. સગપણ કરવા માટે શેઠે મને બોલાવ્યો હતો."

આ સાંભળીને હું આકાશમાંથી પડયો હોઉં એવું મને જણાયું. ગરીબાઇના રાક્ષસને સામે જોઇ ભયભીત થઇને બાપે આ સગપણ કર્યું છે, તે હું સમજ્યો. માણેકની જોડે હું પરણીશ તો ઘરની ધનદોલત ઘરમાં જ રહેશે. દળનારીની આંધળી દીકરીને હાથ મને વેચીને તેના વિક્રયમૂલ્યસ્વરૂપ, ગયલી ધનદોલત બાપા પાછી મેળવશે, એ સાંભળીને મારાં હાડેહાડ બળી ગયાં.

પછી મેં રામદાસને કહ્યું, "તમે હમણાં જાઓ; શેઠને મારે જે કહેવું હશે તે કહીશ."

મને ગુસ્સે થયલો જોઇને રામદાસ બાપાની પાસે ગયો. તેણે શું કર્યું તે હું કહી શકતો નથી. બાપાએ તેને વિદાય કરીને મને બોલાવ્યો.

તેમણે મને ઘણીક રીતે સમજાવ્યો કે માણેકની

જોડે પરણવું, નહિતો કુટુંબનો નાશ થશે. શું ખાઇશું? તેમનું દુઃખ તથા ગભરામણ જોઇને મને દુઃખ થયું. ઘણો ગુસ્સો ઉપજ્યો. ગુસ્સે થઇને હું ત્યાંથી ચાલ્યો ગયો.

બાપાની પાસેથી છૂટો થયા પછી તરત હું માના હાથમાં સપડાયો. બાપાની પાસે ગુસ્સે થયો હતો, પણ માની પાસે ગુસ્સે થઇ શક્યો નહિ. તેની આંખમાંનાં આંસુ મને અસહ્ય થઇ પડયાં. ત્યાંથી નાઠો. પણ મારી પ્રતિજ્ઞા કાયમ રહી. જે માણેકના ઉપર કૃપા કરીને ગોપાળદાસની જોડે તેનું લગ્ન કરાવવાની મેં તૈયારી કરી હતી, તે જ માણેકના ધનના લોભથી આજ હું પોતે તેની સાથે લગ્ન કરૂં?

વિપદમાં પડીને મેં ધાર્યું કે, આ કામમાં ઓરમાન માની મદદ લઉં. ઘરમાં તે બુદ્ધિમાન હતી, તેથી હું તેની પાસે ગયો.

મેં કહ્યું, "મા, મારે શું માણેકની જોડે પરણવું પડશે? મેં શો અપરાધ કર્યો છે?"

તે કંઇ બોલી નહિ.

મેં કહ્યું, "શું તમારી પણ એવી સલાહ છે કે ?"

તેણે કહ્યું, "બેટા, માણેક પણ કપોળ વાણિ-યાની દીકરી છે."

મેં કહ્યું, "હોય, તેમાં શું ?"

તેણે કહ્યું, "હું જાણું છું કે તે સારી ચાલની છે."

મેં કહ્યું, "તે પણ હું માનું છું."

તેણે કહ્યું, "તે પરમ સુંદરી છે."

મેં કહ્યું, "પણ નેત્રકમળ ?"

તેણે કહ્યું, "બેટા, જો નેત્રકમળ શોધતો હોઇશ તો તને બીજું લગ્ન કરતાં શી વાર છે ?"

મેં કહ્યું, "એ તમે શું બોલો છો મા ! માણેકના રૂપિઆને માટે તેની જોડે લગ્ન કરી તેની ધનદોલત મેળવીને પછી તેને લાત મારી હાંકી કાઢીને બીજીની જોડ લગ્ન કરવું, એ કેવું કામ. કહેવાય વારૂં ?"

માએ કહ્યું, "શા માટે તેને હાંકી કાઢવી ?

તમારી માને શું હાંફા કાઢયાં છે?"

આનો જવાબ મારાથી અપાય એવો નહોતો. તે મારા બાપની બીજી વારની સ્ત્રી છે. બાલુ વિવાહના દોષની હકીકત તેની સામે શી રીતે કહું? તે વાત નહિ કહેતાં મેં કહ્યું, "હું એ લગ્ન કરીશ નહિ. તમે મારો બચાવ કરો. તમે બધું કરી શકો છો."

તે બોલી, "હું સમજતી નથી એમ નથી. પણ લગ્ન નહિ કર્યાથી આપણે બધાં ખાવાનું નહિ મળ્યાથી મરી જઇશું. હું બધાં કષ્ટ સહન કરી શકું છું, પણ તમારૂં અન્નકષ્ટ મારાથી જોઇ શકાશે નહિ. તમારી હજારો વર્ષની ઉમ્મર થાઓ. તું એમાં નારાજ થઇશ નહિ."

મેં કહ્યું, "રૂપિઆની મહતા શું આટલી અદ્ભુત છે?"

તે બોલી, "તારી મારી પાસે નથી. પણ જેઓ તારા મારા સર્વસ્વ છે, તેઓની પાસે છે

ખરી; તેથી તારી મારી પાસે પણ છે. જો, તારે માટે અમે ત્રણે જણ પ્રાણ પણ આપી શકીએ છીએ. તો તું અમારે માટે એક આંધળી છોકરીની જોડે લગ્ન કરી શકીશ નહિ?"

તર્કમાં હું સાવકી માની પાસે હાર્યો. હાર્યાથી ગુસ્સો વધે છે, તે પ્રમાણે મારો ક્રોધ વધ્યો. વળી મનમાં વિશ્વાસ હતો કે રૂપિઆને માટે માણેકની જોડે લગ્ન કરવું એ ગેરવાજબી છે. એટલા માટે હું અભિમાન કરીને બોલ્યો, "તમે ગમે એટલું કહો પણ હું તો આ લગ્ન કરીશ નહિ."

ઓરમાન માએ પણ અભિમાનથી કહ્યું, "તું ગમે તે કરે પણ હું જો ખરી કપોળ વાણિયાની દીકરી હોઉં, તો તને આ લગ્ન કરાવીશ ને કરાવીશ?"

મેં હસીને કહ્યું, "ત્યારે જણાયછે કે તમે ગોવાળણની દીકરી છો. મારાં આ લગ્ન કરાવી શકશો નહિ."

તે બોલી, "નહિ બેટા, હું કપોળ વાણિયાની દીકરી છું."

સાવકી મા ઘણી દુષ્ટ છે. તેણે મને જ બેટા કહીને ગાળ પાછી આપી.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

અમારા ઘરમાં એક સંન્યાસી વખતો વખત આવીને રહેતો હતો. કોઇ તેને સંન્યાસી કહેતા, કોઇ બ્રહ્મચારી કહેતા, કોઇ દંડી કહેતા અને કોઇ અબધૂત પણ કહેતા હતા. તેનો પોશાક ગેરૂઆ રંગના વસ્ત્રનો હતો, ગળામાં રૂદ્રાક્ષની માળા હતી, માથા ઉપર લૂખા વાળ હતા પણ જટા નહોતી. લાલ ચંદનનો નાનો સરખો ચાંદલો તે કરતો હતો; બસ્મ ચંદન બહુ ચોળતો નહોતો. સંન્યાસીમાં એ એક શેઠ સરખો હતો. ખડાઉ ચંદનના લાકડાના હતા, ને તેમાં હાથી દાંતનાં અંગુઠિયાં હતાં. તે ગમે તે હો પણ છોકરાઓ તેને સંન્યાસી મહારાજ કહેતા હતા અને હું પણ તેને તેજ કહીશ.

બાપુ તેને ક્યાંઇથી લઇ આવ્યા હતા. તેને લાવવાની મતલબ હું સમજ્યો કે, બાપાના મનમાં એવો વિશ્વાસ હતો કે તે સંન્યાસી નાના પ્રકારનાં ઔષધ જાણે છે અને તાંત્રિક યાગયજ્ઞમાં કુશળ છે. મારી સાવકી માને સંતાન થતું નહોતું તેથી તે એવાં ફાંફાં મારતા હતા.

બાપાની કૃપાથી સંન્યાસીએ ઉપરના એક દિવાનખાનામાં આવીને તેને પોતાના કબજામાં લીધું, એ મને જરા કંટાળા ભરેલું થઇ પડયું હતું. વળી સાંઝે તે સૂર્યની તરફ મુખ કરીને સારંગ રાગિણીથી આર્યા છંદથી સ્તોત્રપાઠ કરતો હતો. આ ખોટો ઢોંગ મારાથી સહન થયો નહિ. તેને ત્યાંથી કાઢવાને માટે હું તેની પાસે જઇને બોલ્યો, "સંન્યાસી મહારાજ ! તમે આગાસીમાં શું બકતા હતા ?"

એ સંન્યાસી હિંદુસ્થાની હતો. પણ અમારી જોડે જે ભાષામાં વાતચીત કરતો હતો તેમાં ચૌદ આના સંસ્કૃત, એક આનો હિંદુસ્થાની અને એક આનો ગુજરાતી હોય તેવી લાગતી. મેં તો ગુજ-

રાતી જ રાખી. તેણે જવાબ આપ્યો, "શા માટે હું બકું છું, તે તમે શું જાણતા નથી?"

મેં કહ્યું, "શું વેદમંત્ર ભણો છો?"

તેણે કહ્યું, "કદાચ તે હોય પણ ખરા."

મેં કહ્યું, "પાઠ કર્યાથી શું થાય?"

તેણે કહ્યું, "કંઇ નહિ."

જવાબમાં સંન્યાસીની જીત થઇ. હું એવી આશા રાખતો નહોતો. પછી મેં પૂછ્યું, "ત્યારે શા માટે ભણો છો?"

તેણે કહ્યું, "કેમ, તે સાંભળતાં તમને કષ્ટ થાય છે?"

મેં કહ્યું, "ના; એ સાંભળ્યાથી કષ્ટ થતું નથી. વળી તમારો અવાજ પણ સારો છે. પરતું જો કંઇ ફળ નથી તો શા માટે ગાઓ છો?"

તેણે કહ્યું, "જ્યાં કોઇની કંઇ હાનિ થતી નથી, ત્યાં ગાવાથી શું નુકસાન?"

હું તર્કમાં તેને હઠાવવા આવ્યો હતો, પણ હમણાં મેં જોયું કે હું પોતે હાર્યો છું. તેથી બાર રાખવાને માટે મેં કહ્યું, "હાનિ તો નથી, પણ નિષ્ફળ કામ કોઇ કરતા નથી. જો વેદગાન નિષ્ફળ છે, તો તમે તે શા માટે કરો છો?"

તેણે કહ્યું, "તમે તો વિદ્વાન છો; તમે જ કહો જોઇએ, કે ઝાડના ઉપર કોયલ શા માટે ગાય છે?"

હું ગભરાયો. એના બે જવાબ મને સુઝ્યા. એક "તેથી કોયલ પોતે સુખી થાય છે; અને બીજો, કોયલસ્ત્રી તેથી મોહિત થાય છે." એમાંનો કિયો જવાબ કહું? આખરે પહેલો પ્રથમ કહ્યો, કે ગાઇને જ કોયલ સુખી થાય છે. ત્યારે તેણે કહ્યું, હું પણ ગાઇને સુખી થાઉં છું.

મેં કહ્યું, "ત્યારે ટપ્પા, લાવણી, ખ્યાલ વગેરેને છોડીને વેદગાન શા માટે ગાઓ છો?"

તેણે કહ્યું, "કિયું ગાયન સુખદાયક છે? સામાન્ય ગણિકાઓનું ખરાબ ચરિત્રનું ગુણગાન સુખ-

દાયક છે કે દેવતાઓના અસીમ મહિમાનું ગાન સુખ-દાયક છે?" આથી મેં પરાજય પામીને બીજો ઉત્તર કહ્યો. હું બોલ્યો, "કોયલ ગાય છે તે કોયલ-પત્નીને મોહિત કરવા માટે છે. મોહનાર્થે જે શરીરની સ્ફૂર્તિ છે, તેમાં જીવનું સુખ રહેલું છે. અવાજની સ્ફૂર્તિ તે શરીરની સ્ફૂર્તિમાં સામેલ છે. તમે કોને મુગ્ધ કરવા ચાહોછો?"

સંન્યાસી હસીને બોલ્યો, "મારા પોતાના મનને. મન આત્માનું અનુરાગી નથી. આત્માનું હિતકારી નથી. તેને વશીભુત કરવા માટે હું ગાઉં છું."

મેં કહ્યું, "તમે દાર્શનિક છો તેથી મન અને આત્માને જૂદા માનો છે. પણ મન એક જૂદી વસ્તુ છે, અને આત્મા એક જૂદો પદાર્થ છે, એ હું માની શકતો નથી. મનની ક્રિયા હું જોઇ શકું છું–ઇચ્છા, પ્રવૃત્તિ વગેરે મારા મનમાં છે. સુખ મારા મનમાં છે, દુઃખ પણ મારા મનમાં છે. ત્યારે વળી મનથી જૂદો આત્મા શા માટે માનું?

જેની ક્રિયા હું જોઉં છું, તેને જ માનું છું. જેનાં કંઈ ચિન્હ જોતો નથી તેને શા માટે માનું?"

સંન્યાસીએ કહ્યું, "ત્યારે એમ કેમ કહેતા નથી કે મન અને શરીર એક છે? શરીર અને મનમાં તફાવત શા માટે માનો છો? જે જે કામ તમે કરો છો તે બધાં શરીરનાં કામ છે. મનનાં કામ કિયાં છે વારૂ?"

મેં કહ્યું, "વિચાર પ્રવૃત્તિ વગેરે મનની ક્રિયા છે."

તેણે કહ્યું, "તમે શાથી જાણ્યું કે એ બધી શરીરની ક્રિયા નથી?"

મેં કહ્યું, "તે પણ ખરૂં છે. મન, શરીરની ક્રિયા* માત્ર છે."

તેણે કહ્યું, "ઠીક ઠીક, હવે જરા ઠેકાણે આવ્યા. ત્યારે શા માટે કહેતા નથી કે શરીર પણ પંચભૂતની ક્રિયા માત્ર છે? સાંભળ્યું છે કે તમે પંચભૂતને માનતા નથી; ઘણા ભૂતવાદી છો. ગમે તેમ હો, પણ ત્યારે કેમ કહેતા નથી કે ક્ષિત્યાદિ

* Function of the brain.

અથવા બીજા ભૂતો શરીરરૂપ ધારણ કરીને બધું કરેછે. આ જે તમે મારી જોડે વાત કરો છો, તે હું કહું છું કે કેવળ ક્ષિત્યાદિ મારી સામે ઊભાં રહીને શબ્દ કરેછે, મનમોહનદાસ કરતા નથી. મન અને શરીરાદિની કલ્પનાની જરૂર શી છે? ક્ષિત્યાદિના સિવાય મનમોહનદાસનું અસ્તિત્વ હું કબૂલ કરતો નથી."

આખરે હું પરાજય પામી ભક્તિભાવથી તે સંન્યાસીને પ્રણામ કરીને ઊઠી ગયો. પણ ત્યારથી તેની જોડે કંઇક પ્રેમ બાઝયો. તે પછી સર્વદા હું તેની પાસે આવીને બેસતો અને શાસ્ત્રની ચર્ચા કરતો હતો. તે ઔષધ આપતો હતો, લોકોના હાથ જોતો હતો, ભવિષ્ય કહેતો હતો, યાગયજ્ઞ કરતો હતો, ચોર પકડી આપતો, અને તે સિવાય બીજા ઘણા ઢોંગ ધતુરા કરતો હતો, તે મને મુદ્દલે ગમતા નહોતા. એક દહાડો મને તે અસહ્ય થઇ પડ્યાથી મેં તેને કહ્યું, "તમે વિદ્વાન છો, તે છતાં તમારે આ ઢોંગ ધતુરા શા માટે કરવા જોઇએ?"

તેણે કહ્યું, "કિયા ઢોંગ ધતુરા?"

મેં કહ્યું, "હાથ જોવા, ભવિષ્ય કહેવું વગેરે."

તેણે કહ્યું, "એમાંના કેટલાક અનિશ્ચિત છે ખરા, પણ તે કરવા જોઇએ."

મેં કહ્યું, "જેને અનિશ્ચિત જાણોછો, તેનાથી લોકોને શા માટે ઠગો છો?"

તેણે કહ્યું, "તમે મુડદું શા માટે ચીરો છો?"

મેં કહ્યું, "શીખવા માટે."

તેણે કહ્યું, "જેઓ શીખેલા છે, તેઓ શા માટે ચીરે છે?"

મેં કહ્યું, "તત્ત્વ શોધવા માટે."

તેણે કહ્યું, "ત્યારે અમે પણ તત્ત્વ શોધવાને માટે આ બધું કરીએ છીએ. તમે સાંભળ્યું હશે કે અંગ્રેજ વિદ્વાનોમાંથી ઘણાકો કહે છે કે માણસના માથાનો આકાર જોઇને તેના ચરિત્ર વિષે કહી શકાય છે. અને જો માથાનો આકાર જોઇને ચરિત્ર કહેવાઇ શકાય છે, તો હાથની રેખાઓ જોઇને શા માટે ના કહેવાય? આટલું તો ખરું છે કે હાથની

રેખા જોઇને કોઇ બરાબર કહી શકતું નથી; તે હું કબૂલ કરૂં છું. એનું કારણ એ છે કે એનાં ખરાં ચિહ્ન હજી સુધી સમજાયાં નથી; પણ ધીરે ધીરે હાથ જોતાં જોતાં ખરા ચિહ્નની ઓળખણ પડશે. એ વાસ્તે હું હાથ જોઉં છું."

મેં કહ્યું, "એ સિવાય બીજા ઘણા ઢોંગ ધતુરા તમે કરો છો તેનું કારણ શું?"

તેણે કહ્યું, "તેમાં પણ મતલબ છે. હું જે જે કરૂં છું તે પહેલાની આર્યવિદ્યાને આધારે કરૂં છું. હમણાં અંગ્રેજી ભણેલા એમ સમજે છે કે અંગ્રેજો જે કરે છે તે ખરૂં છે; આપણા લોકો કરેછે તે ખોટું છે. પણ તેમ નથી. ઘણીક વિદ્યાઓ જે પ્રાચીન કાળની છે તેજ અંગ્રેજો કરે છે. એમણે કંઇ નવું શોધ્યું નથી. આપણું પ્રાચીન જે છે, તેને બદલીને બીજા રૂપે દેખાડે છે."

હું આથી હસ્યો. સંન્યાસીએ કહ્યું, "તમો વિશ્વાસ કરતા નથી? શું કંઇ પ્રત્યક્ષ જોવ ઇચ્છો છો?"

મેં કહ્યું, "જો દેખું તો સમજી શકું."

સંન્યાસી બોલ્યા, "પછી દેખાડીશું; હમણાં તમારી જોડે કંઇક વિશેષ વાત કરવાની છે. મારી જોડે તમારો ગાઢો સંબંધ જોઇને તમારા પિતાએ મને કંઈ કહ્યું છે."

મેં હસીને કહ્યું, "મને સમજાવવાની જરૂર નથી. હું લગ્ન કરવાને તૈયાર છું. પણ– "

તેણે કહ્યું, "પણ શું?"

મેં કહ્યું, "કન્યા ક્યાં છે? એક આંધળી કન્યા છે, તેની જોડે હું પરણીશ નહિ."

તેણે કહ્યું, "આખા ગુજરાત કાઠિઆવાડમાં તમારા લાયકની કન્યા શું નથી?"

મેં કહ્યું, "હજારો છે; પણ શી રીતે પસંદ કરૂં? એ હજારોમાંથી કોણ મને નિરંતર ચહાશે તે રીતે સમજાય?"

તેણે કહ્યું, "મારી પાસે એક વિદ્યા છે, તેના યોગે જો પૃથ્વીમાં એવી પ્રેમ સ્ત્રી હોય કે તમને

ખરા દિલથી ચાહે, તો તેને તમે સ્વપ્નમાં જોઇ શકશો. પણ જે તમને હમણાં ચહાતી ના હોય તે ભવિષ્યમાં ચહાય એમ કરી આપવું મારી વિદ્યાથી બહાર છે."

મેં કહ્યું, "એ કંઇ મોટી જરૂરની વિદ્યા નથી. જે જેને ચાહે છે તે તેને ઘણું કરીને પ્રણયશાળી તરીકે જાણે છે."

સંન્યાસીએ કહ્યું, "એવું તમને કોણે કહ્યું ? છુપો પ્રેમ જ પૃથ્વીમાં વધારે છે. તમને કોણ ચાહે છે તે શું તમે જાણો છો ?"

મેં કહ્યું, "સગાંવહાલાંના સિવાય બીજા કોઇ પણ મને સારી રીતે ચાહે છે એવું હું જાણતો નથી."

તેણે કહ્યું, "તમે મારી વિદ્યાનું કંઇક પારખું જોવા ચહાતા હશો તો આજ એક પારખું તમને દેખાડું છું."

મેં કહ્યું, "ભલે દેખાડો. તેમાં હાનિ શી છે ?"

તેણે કહ્યું, "ત્યારે સુતી વેળાએ મને તમારા સુવાના ઓરડામાં બોલાવજો."

તે પ્રમાણે જ્યારે હું સુવાને સારૂ ઓરડામાં ગયો, ત્યારે તેને ત્યાં બોલાવ્યો. તેણે આવીને મને સુવાને કહ્યું. હું સુતો. પછી તેણે કહ્યું "જ્યાં સુધી હું અહિં રહું ત્યાં સુધી તમે આંખો મીંચી રાખજો. હું જાઉં ત્યારે જો તમે જાગતા હો, તો જોવું હોય તો જો જો." તે પ્રમાણે હું આંખો મીંચીને પડી રહ્યો. તે વેળાએ તેણે શું કૌશળ કર્યું તે હું જાણવા પામ્યો નહિ;અને તેના જવાની આગમચ ઊંઘી ગયો.

એ સંન્યાસીએ મને કહ્યું હતું કે "પૃથ્વીમાં જે નાયિકા તમને ખરા દિલથી ચહાતી હશે તેને આજે સ્વપ્નામાં તમે જોશો." તેવું જ સ્વપ્ન મેં જોયું. ખળ ખળ અવાજ કરતા સમુદ્રના કિનારા ઉપર અડધી પાણીમાં ડૂબેલી પેલી કોણ છે ?

## માણેક.

બીજે દહાડે સવારમાં સંન્યાસીએ મને પૂછ્યું, "તમે સ્વપ્નામાં કોને જોઈ હતી ?"

મેં કહ્યું, "દળનારીની આંધળી છોકરીને."

તેણે કહ્યું, "શું આંધળી?"

મેં કહ્યું, "હા જન્મથી આંધળી."

તે બોલ્યો, "બહુ આશ્ચર્ય જેવું! પણ તે ગમેતેમ હોય, પૃથ્વીમાં તેનાથી વધારે બીજું કોઇ પણ તમને ચહાતું નથી."

તેનો આ નિર્ણય સાંભળીને હું મૂંગો થઇ રહ્યો.

---

# ખંડ ૪ થો.

---

## (બધાની હકીકત)

## પ્રકરણ ૧ લું.

## મોતી શેઠાણીની હકીકત.

મોટી ગરબડ મચી રહી. હું તો સંન્યાસી મહારાજને હાથે પગે લાગી રોઝ પડીને મનમોહનદાસને માણિકના વશીભૂત કરવાની તદબીર

કરૂં છું. એ સંન્યાસી જાદુમંત્ર જાણેછે, અને જગદંબાની કૃપાથી તે જે ધારે તે કરી શકે છે. મારો વર ૬૦ વર્ષની ઉમ્મરે આ પામર જેવીને આટલો વશીભૂત થયો હતો, તે મારા ગુણથી કે સંન્યાસી મહારાજના ગુણથી, તે હું કહી શકતી નથી. તોપણ મેં પણ કાયમનોવાકયથી પતિસેવા કરવામાં કંઈ કચાસ રાખી નહોતી. અને બ્રહ્મચારીએ પણ મારે માટે યજ્ઞ ને જાદુમંત્રનો પ્રયોગ કરવામાં પણ ઓછાપણું રાખ્યું નહોતું. જેને માટે તેણે જે કર્યું છે તે સફળ થયું છે. કાળુની વહુના પિત્તળના મઢેલા ચૂડાને સોનાનો કર્યો. એ સંન્યાસી મહારાજ ના કરી શકે એવું કંઇ નથી. એના ઉપચારથી મનમોહનદાસ માણેકને ચહાશે અને તેની જોડે લગ્ન કરવા ઇચ્છશે, તેમાં મને કંઇ પણ શક રહેતો નથી; પણ તે છતાં કંઇ ગરબડ થઇ છે ખરી. એ ગરબડ રણછોડદાસે મચાવી છે. હમણાં મેં સાંભળ્યું છે કે તેના જોડે માણેકનો વિવાહ થશે.

માણેકની માસી અને માસો-રામદાસ અને તેની સ્ત્રી-અમારી તરફ છે. તેનું કારણ એ છે કે મનમોહનદાસની સાથે વિવાહ કર્યાથી તેમને કંઇ આપવાનું મારા વરે કબૂલ્યું છે. એને માટે તેમને બે હજાર કે દશ હજાર રૂપિઆ મળશે. પરંતુ તેઓ અમારી તરફ હોવા છતાં પણ કંઇ કહેતાં નથી. બીજી તરફ રણછોડદાસ પોતાની હઠ મૂકતો નથી. હું જરૂર માણેકની જોડે લગ્ન કરીશ, એવી જીદ તે લઇ બેઠો છે.

ઠીક છે. પણ રણછોડદાસ તેઓનો કોણ છે કે પારકી છોકરીનું લગ્ન કરાવનારો મોટો બા થઇ પડ્યો છે? તેનાં માસો માસી-બાપ મા જ કહેવાં જોઇએ-રામદાસ અને તેની સ્ત્રી છે. તેઓ જો અમારી તરફ છે તો એ રણછોડદાસની જીદથી શું થવાનું છે? તેણે તેઓને ધન દોલત અપાવી છે ખરી, પણ તેની મહેનતના બે ચાર હજાર રૂપિઆ આપ્યાથી પાર ઉતરી શકે એમ છે. મારા છોકરાની વહુ તરીકે મેં જે કન્યાનું માગું કર્યું છે, તેની જોડે

શું રણછોડદાસ લગ્ન કરવા ચાહે છે? એનું એટલું બધું ગુમાન છે? મેં એક વાર તેને કંઇક શિક્ષણ આપ્યું છે, અને હવે એક વાર પાછું આપીશ. હું જો કપોળની દીકરી હોઉં, તો તેની પાસેથી માણેકને ઝુંટાવીને મારા છોકરાની જોડે પરણાવું.

એના બધા ગુણ હું જાણું છું. એ ઘણો ઠગારો છે. એની જોડે લડવામાં પ્રવૃત્ત થયાથી ઘણું સાવચેત રહેવું જોઇએ. મેં સાવચેતી રાખીને જ કામ કરવાનો આરંભ કર્યો છે.

પહેલાં મેં રામદાસની વહુને બોલાવવાને માણસ મોકલ્યું હતું. તે ઉપરથી તે આવીને મને પૂછવા લાગી, "શું છે? શા માટે મને બોલાવી છે?"

મેં કહ્યું, "છોકરીનાં લગ્ન શું રણછોડદાસની જોડે થશે કે?"

તે બોલી, "હમણાં તો એવું જ સંભળાય છે."

મેં પૂછ્યું, "શા માટે? અમારે ત્યાં સગપણ કરવાની વાત થઇ હતી ને?"

તેણે કહ્યું, "હું શું કરૂં! હું સ્ત્રીજાતી એમાં શું સમજું?"

એની અક્કલ ટૂંકી જોઇને મને ગુસ્સો ઉપજ્યો. મેં કહ્યું, "વિવાહના કામમાં બાઇડી નહિ જાણે તો બીજું કોણ પુરૂષ જાણે? પુરૂષ વળી સંસાર વહેવારમાં સગપણની વાત શું જાણે? તેઓ તો માત્ર રૂપિઆનાં ખિસ્સાં ભરી લાવે એટલું. પુરૂષો કદી ઘરનો કારભાર કરતા હશે કે?"

તેના ચહેરા ઉપરથી જણાયું કે તે તેની જાડી બુદ્ધિથી મારી વાતને ગેરવાજબી જાણીને જરા હસી. મેં કહ્યું, "તમારા ધણીનો શો મત છે? તે શું રણછોડદાસની જોડે લગ્ન કરવાનું ધારે છે?"

તેણે કહ્યું, "તેમનો તેવો વિચાર નથી. પણ રણછોડદાસની મારફત માણેકની મિલ્કત મળી છે તેથી તેના કહેવાને તેમને માન આપવું પડેછે."

મેં કહ્યું, "ત્યારે તમે જઇને રણછોડદાસને કહેજો કે માણેકે હજી કંઇ મિલ્કત મેળવી નથી. મિલ્કત તો અમારી છે, અને અમે તે છોડીશું

નહિ. તમારાથી જો બનતું હોય તો ફરિયાદી માંડીને લ્યો."

તે સાંભળીને તેણે કહ્યું, "પહેલેથી જ એમ કહેવું જોઇતું હતું, તો આટલા દિવસમાં તો ફરિયાદી થઇ પણ હોત."

મેં કહ્યું, "ફરિયાદી માંડવી એ કંઇ ખાવાનું કામ નથી. રૂપિઆ ખરચ કરવા પડે છે. રામદાસે નોકરી કરીને કેટલા પૈસા એકઠા કર્યા છે?"

મારા આ બોલવાથી ગુસ્સાને લીધે તેના ચહેરા-માં ફેર પડ્યો. પણ પછી એ ગુસ્સાને જરા નરમ પાડીને તેણે કહ્યું, "તમે ખરૂં કહો છો બાઇ! એમાં ખોટું લાગવા જેવું કાંઇ નથી. રણછોડદાસ અમારો જમાઇ થયાથી માણેકની બધી મિલ્કત તેની થશે. એ મિલ્કતમાંથી ફરિયાદીનું ખર્ચ તે કરી શકે તેમ છે; તેનામાં એવી શક્તિ છે."

આમ બોલીને તે ઊઠતા હતી, પણ મેં તેનો છેડો પકડીને બેસાડી. તે જરા હસી પડી.

પછી મેં તેને પૂછ્યું, "રણછોડદાસ ફિરયાદી કરીને મિલ્કત મેળવે તેમાં તમને શો લાભ થવાનો છે?"

તે બોલી, "અમારી દીકરી તો સુખી થશે."

મેં કહ્યું, "ત્યારે શું મારા દીકરાની જોડે તમારી દીકરીનું લગ્ન થયાથી તેને ઘણું દુઃખ પડશે કે?"

તે બોલી, "ના, તેમ તો કેમ કહી શકાય? અમારે તો અમારી દીકરી જ્યાં રહે ત્યાં સુખમાં રહે એટલે થયું."

મેં પૂછ્યું, "તમારે પોતાને કંઇ સુખ જોઇતું નથી?"

તેણે કહ્યું, "અમારૂં સુખ વળી શું? દીકરીના સુખમાં જ અમારૂં સુખ છે."

મેં પૂછ્યું, "ત્યારે તમે ખાવાને કંઇ લેશો કે નહિ?"

તે મનમાંથી જરા હસીને બોલી, "ખરેખરી વાત કહી દઉં? અહિંયાં લગ્ન કરવાનો છોકરીનો વિચાર નથી."

મેં પૂછ્યું "તે શું! શું કહે છે?"

તેણે કહ્યું, "અહિંની વાત કાઢયાથી તે કહે છે કે આંધળીનું લગ્ન કરવાનું વળી શું કામ છે?"

મેં પૂછ્યું, "ત્યારે રણછોડદાસની જોડે લગ્ન કરવાની વાત કાઢયાથી તે શું કહે છે?"

તેણે કહ્યું, "તે વેળાએ તે એમ કહે છે કે "એના પ્રતાપથી આપણું બધું સારૂં થયું છે. એ જે કહે તે જ કરવું જોઇએ."

મેં કહ્યું, "વળી લગ્નમાં છોકરીનો મત શો પૂછવો? મા બાપની મરજીની આગળ દીકરીનું કંઇ ચાલતું નથી."

તેણે કહ્યું, "એ વાત ખરી; પણ અમારી માણેક કંઇ નાની છોકરી નથી. વળી તે અમારા પેટની દીકરી પણ નથી, તેમ જ માલ મિલ્કત પણ તેની છે, અમારી નથી. તે અમને હાંકી મૂકે તો અમે શું કરવાનાં હતાં? હમણાં તો ઉલટું અમારે તેનું મન મનાવીને ચાલવું પડે છે."

પછી મેં જરા વિચાર કરીને પૂછ્યું, "માણેકની જોડે રણછોડદાસનું મળવું હળવું થાય છે કે નહિ?"

તેણે કહ્યું, "નાં, રણછોડદાસ તેને મળતા નથી."

મેં કહ્યું, "ત્યારે એક વાર મારી જોડે માણેકનો મેળાપ થશે કે નહિ?"

તે બોલી, "મારી પણ એવી ઇચ્છા છે કે તમારો ને એનો મેળાપ એક વાર થાય. અને તમે તેને સમજાવીને હા પડાવો. તે તમને ઘણું ચાહે છે અને ભક્તિ શ્રદ્ધા કરે છે."

મેં કહ્યું, "હું કોશિશ તો કરીશ. પણ એનો મેળાપ શી રીતે થાય? કાલે તમે એને અહિં મોકલી શકશો?"

તેણે કહ્યું, "શા માટે નહિ? તે તો આ ઘરનું ખાઇને જ મોટી થઇ છે. પણ વળી એવો વિચાર થાય છે કે જેની સગાઇ થવાની તે છોકરીએ નક્કી થયા પહેલાં સાસરીઆંમાં જવું એ સારૂં દેખાય ખરૂં?"

તેના આવા ઉત્તરને લીધે બીજો ઉપાય નહિ જોયાથી મેં કહ્યું, "ઠીક છે ત્યારે; પણ જો માણેક અહિં ના આવી શકે તો હું એક વાર તમારે ઘેર આવી જાઉં?"

તેણે કહ્યું, "બેધડક આવો. અમારૂં એવું ભાગ્ય ક્યાંથી કે આપનાં પગલાં અમારે ત્યાં થાય?"

મેં કહ્યું, "અમારી જોડે સગપણ થયાથી ઘણાંનાં પગલાં તમારે ઘેર થશે. ત્યારે તો તમે મને આજે જમવાનું નોતરૂં દેઇ જાઓ."

તેણે પૂછ્યું, "પણ શેઠજી તમને અમારે ઘેર આવવા દેશે ખરા કે?"

મેં કહ્યું, "એમાં એમણે હા ના કરવા જેવું કંઇ નથી. સ્ત્રીનો જે મત તેજ પુરૂષનો મત પણ સમજવો."

પછી તે હાથ જોડીને મને જમવાનું નોતરૂં દઇ હસતી હસતી રજા લઇને ત્યાંથી ઉઠીને ઘેર ગઇ."

------

## પ્રકરણ ૨ જું.

## રણછોડદાસની હકીકત.

માણેકની સંપત્તિ મેળવવા માટે મારે જે કષ્ટ સહન કરવું પડયું છે તે સહન થયું છે. શેઠ પરમાનંદદાસે ધનસંપત્તિ છોડી દીધી છે; તથાપિ હમે તે દોલત હજી કબજામાં લીધી નથી, એ સાંભળીને ઘણાકો આશ્ચર્ય પામશે. હું પણ કંઇક આશ્ચર્ય પામ્યો છું. તે ધન મારૂં નથી; હું તે કબજે લેનારો નથી. માણેકની મિલ્કત છે. તેનો કબજો તે ના લે તો બીજું કોણ લઇ શકે? પણ માણેક તો કોઇ રીતે કબજો લેવાને રાજી નથી. તે કહેછે કે આજ નહિ, બીજા બે ત્રણ દહાડા જવા દો, પછી કબજે લઇશ, ઇત્યાદિ. તે કબજે નહિ લે તો ભલે, પણ ગરીબની છોકરીને ઐશ્વર્ય પર આટલી અનાસ્થા શા માટે હશે, તે હું ઘણો ઘણો વિચાર કરીને જોઉંછું તોપણ કોઇ રીતે નક્કી કરી શકતો નથી. રામદાસ અને તેની સ્ત્રીએ પણ એ બાબત તેને શિખામણ દીધી

હતી. પણ હમણાં તે એ મિલ્કતનો કબજો લેવા ઇચ્છતી નથી, એનો અર્થ શો હશે? કોને માટે મેં આટલી મહેનત કરી?

આ ગુંચવણનો ફેંસલો આણવા માટે હું માણેકની પાસે ગયો હતો. મેં તેની જોડે લગ્ન કરવાનું માગું કર્યું ત્યારથી હું તેને મળવાને ઘણું જતો નહોતો. કારણકે હમણાં તે મને જોયાથી જરા શરમાય છે. પરંતુ અનિચ્છા છતાં પણ આજ હું તેની પાસે ગયો હતો. તેના ઓરડામાં જઇને જોયું તો ત્યાં તે નહોતી. તેથી પાછો ફ઼રીને નીચે આવતો હતો, એટલામાં મેં જોયું કે તે અને એક બીજી સ્ત્રી દાદર ઉપર ચઢે છે. તે બીજી સ્ત્રીને જોતાંજ મેં ઓળખી. જો કે ઘણા દિવસ થયા મેં તેને જોઇ નહોતી તોપણ અત્યારે ઓળખતાં જરાએ વાર લાગી નહિ. તે ગજેન્દ્રગામિની મોતી હતી.

માણેકે જાણીજોઇને ફાટેલું લૂગડું પહેર્યું હતું. શરમને મારે તે મોતી શેઠાણીની જોડે સારી રીતે

વાતચીત કરતી નહોતી. પણ મોતી તો હસવામાં ઉછળી પડતી હતી. ક્રોધ અથવા અદેખાઇનું કંઇ પણ લક્ષણ તેનામાં જોવામાં આવતું નહોતું.

ઘણા દહાડા થયાં તેનું એવું હસવું મેં સાંભળ્યું નહોતું. તે આગળના જેવું જ હતું-પુનેમની ભરતીના નાના તરંગના જેવું હતું-સપુષ્પ વસંતલતાના ખીલવાના જેવું હતું. તેમાંથી સુખ જાણે તૂટાતૂટી કરીને ખરી પડતું હતું.

હું અવાક થઇને હાલ્યા ચાલ્યા વિના સશંક ચિત્તથી આ વિચિત્ર ચરિત્રની સ્ત્રીની માનસિક શક્તિનો વિચાર કરતો હતો. તેનામાં કાંઇ પણ ઓછું થયું નહોતું. એ શેઠાણી મહાન આપત્તિમાં પડી છે, તે છતાં તેનું સુખમય મુખ જેવું ને તેવું જ છે. જે માણેકને લીધે તે મોટી આપદામાં આવી પડી છે, તેના જ ઘરમાં તે આવી છે, તેની જ જોડે વાતચીત કરે છે, તોપણ તેનું હસવું પહેલાના જેવું જ છે. હું સામે ઊભો છું તે છતાં તે એ પ્રમાણે હસે

છે! તોપણ હું જાણું છું કે તે કોઇ પણ વાત વીસરી ગઇ નથી.

પછી હું ત્યાંથી ખસીને પાસેના ઓરડામાં ગયો. પહેલી મોતી તે ઓરડામાં આવી; અને તેણે નિઃશંક ચિત્તથી, આજ્ઞા આપનારી રાજરાજેશ્વરીના પ્રમાણે માણેકને કહ્યું, "માણેક, તું જરા અહિંથી બીજે ક્યાંઇ જા. તારા વરની જોડે મારે કાંઈ છુપી વાત કરવી છે. ડરતી ના હો ! તારો વર સુંદર હોવા છતાં પણ મારા વૃદ્ધ સ્વામીના કરતાં કંઇ સુંદર નથી." માણેક ખીસિઆણી પડીને વિચારમાં ને વિચારમાં ત્યાંથી ચાલી ગઇ.

પછી મોતી ભ્રકુટી કુટીલ કરીને પેલું મધુર હસવું હસી ઈંદ્રાણીના પ્રમાણે મારી સામે આવીને ઊભી રહી. એક વખત સિવાય કદી કોઇએ મને આત્મ-વિસ્મૃત જોયો નહોતો. તે આજે પાછો હું આત્મવિ-સ્મૃત થયો. તે વેળાએ પણ મોતીથી એમ થયું હતું અને આ વેળાએ પણ તેનાથી જ.

તે હસીને બોલી, "મારા મ્હો સામું શું જુઓ છો. હું તમારૂં અર્જિત ઐશ્વર્ય હરિ લેવા માટે કેવી આવી છું? જે ધારૂં તે હું કરી શકું છું."

મેં કહ્યું, "તું બધું કરી શકે છે, પણ આ કામ કરી શકતી નથી. માણેકને મિલ્કત આપી દઇને હમણાં તું પોતે રાંધણું રાંધીને શૉકને ખવડાવવાનો બંદોબસ્ત કરી શકીશ નહિ."

તે મોટેથી હસીને બોલી, "તમે એમ સમજો છો કે તેથી મને ઘણું લાગશે? શૉકને રાંધી આપવું ઘણું દુઃખદાયક છે ખરૂં, પણ એક પહેરાવાળાને બોલાવીને તમને પકડાવું તો કેમ? હજુ પણ હું પાંચ રસોઇઆ ભટને રાખા શકું છું."

મેં કહ્યું, "ધન સંપત્તિ તો માણેકની છે; મને પકડાવ્યાથી તમારૂં શું વળનાર છે? જેનો માલ છે તે ભોગવશે."

મોતી બોલી, "તમે સ્ત્રીચરિત્રના ભોમિયા નથી. જેને તે ચાહે છે તેની રક્ષાને માટે માણેક હમણાં બધી મિલ્કત છોડી દેશે."

મેં કહ્યું, "શું તું એમ કહે છે કે મારા બચાવને માટે મિલ્કત તમને લાંચમાં આપશે."

તેણે કહ્યું, "હા, તેમજ છે."

મેં કહ્યું, "ત્યારે આટલા દહાડા તે લાંચ માગી નહોતી તે અમારાં લગ્ન હજુ થયાં નથી તેથી કે? લગ્ન થશે ત્યારે તે લાંચ માગશો?"

તેણે કહ્યું, "તમારા જેવા હલકા માણસો તે શી રીતે સમજે? ચોર સમજી શકતા નથી કે પારકી વસ્તુને અડકવું નહિ. માણેકની સંપત્તિ હું શા માટે રાખું?"

મેં કહ્યું, "તું જો એવી નથાય તો મને મરણ તુલ્ય કુબુદ્ધિ સુઝે કેમ? જો તેં મારા આટલા અપરાધની ક્ષમા કરી છે, આટલી કૃપા કરી છે, તો બીજી એક ભિક્ષા છે. જે તું જાણે છે તે જો બીજાની આગળ કહ્યું ના હોય, તો માણેકને પણ કહેતી નહિ."

અભિમાની મોતીએ ભ્રૂભંગી કરી. કેવી સુંદર તે ભ્રૂભંગી! તે બોલી, "હું શું ઠગ છું? જે તમારી

સ્ત્રી થનારી છે તેની આગળ તમારાં વખાણ કરવા માટે શું હું તેના ઘરમાં આવી છું?"

આવું કહીને તે હસી. તેના હસવાની મતલબ હું કંઇ પણ સમજી શક્યો નહિ. તે ઘણી ગુસ્સે થઇ હતી. પણ હસવામાં સઘળો ક્રોધ તણાઇ ગયો. જાણે પાણીના ઉપરથી મેઘની છાયા ખસી ગઇ હોય તેમ તેનો ચહેરો મેઘમુક્ત ચંદ્રના જેવા ઝળકવા લાગ્યો. તેની મતલબ હું કદી પણ સમજવા પામ્યો નહોતો.

પછી હસતી હસતી તે બોલી, "ત્યારે હું હવે માણેકની પાસે જઇશ."

મેં કહ્યું, "જા."

એ મોતી, મોતીના હારના પ્રમાણે હાલતી ડોલતી ચાલી. થોડીક વારે મને બોલાવવાને માણસ આવ્યું. મેં જઇને જોયું કે મોતી ઊભી છે, ને માણેક તેના પગ પર હાથ મૂકીને રડે છે. હું ગયો ત્યારે મોતી બોલી, "સાંભળો, તમારી ભવિષ્યમાં

થનારી સ્ત્રી શું બોલે છે? નહિતો પછી તમારી સામે એવી વાત હું કાનમાં સાંભળીશ નહિ."

મેં આશ્ચર્ય પામીને પૂછ્યું, "શું છે?"

તેણે માણેકને કહ્યું, "કહે હવે, તારો વર આવ્યો છે."

માણેક આંખે આંસુ આણતાં આણતાં મોતીના પગને અડકીને બોલી, "મારી એવી પ્રાર્થના છે, કે મારી જે કંઇ ધનદોલત છે, આ શેઠના યત્નથી જે સંપત્તિ મને મળી છે, તે હું લખીને તમને આપીશ. તમે તે ગ્રહણ કરશો કે નહિ?"

આ સાંભળીને આનંદથી મારું અન્તઃકરણ પ્લાવિત થયું. મેં માણેકને માટે જે મહેનત કરી હતી, જે કલેશ સહન કર્યો હતો, તે સાર્થક થયો. પહેલેથી જ એ હું સમજ્યો હતો, અને હમણાં વળી સ્પષ્ટ સમજ્યો કે, નારીકુળમાં આંધળી માણેક એક અદ્વિતીય રત્ન માણેક જ છે! મોતીની ઉજ્વળ જ્યોતિ પણ તેની આગળ ઝાંખી છે. તે આંધળી હોવા છતાં પણ મેં પહેલેથી જ તેને આત્મસમર્પણ કર્યું હતું-

આજે હું તેની પાસે વિના મૂલ્યથી વેચાયો. એ કિંમતી રત્ન મારી અંધારી ઝુંપડીમાં ઝળકાવ આ જીવન સુખમાં ગાળીશ. વિધાતા શું મને સારો દહાડો દેખાડશે નહિ?

---

# પ્રકરણ ૩ જું.

## મોતી શેઠાણીની હકીકત.

મેં ધાર્યું હતું કે માણેકની આ આશ્ચર્યકારક વાત સાંભળીને રણછોડદાસ આગથી બળ્યાની પેઠે ચિત્કાર કરી ઊઠશે. પરંતુ તેમાંનું તો મેં કંઇ દીઠું નહિ. તેનું મ્હો લેવાઇ નહિ જતાં ઉલટું પ્રફુલ્લ થયું. વિસ્મિત, હતબુદ્ધિ વગેરે જે થવું જોઇએ તે હું જ થઇ.

પહેલાં તો મેં મશ્કરી જાણી હતી; પણ માણેકની આતુરતા, આંખનાં આંસુ અને દૃઢતા જોઇને મારી ખાતરી થઇ છે કે, તે પોતાના ખરા દિલથી

કહેલી હતી. મેં તેને કહ્યું, " માણેક ! તું જ કપોળ વાણિયાણીમાં ધન્ય છે ! તારા જેવી બીજી કોઇ મેં દીઠી નથી. પણ હું તારૂં દાન લઇશ નહિ."

તે બોલી, "જો તમે નહિ લો તો હું તે વહેંચી દઇશ."

મેં કહ્યું, "ત્યારે રણછોડદાસને આપને ! "

તેણે કહ્યું, "તમે એમને સારી પેઠે ઓળખતાં નથી. હું આપીશ પણ તે લેનારા નથી. એમ લેનાર બીજા માણસો."

પછી મેં રણછોડદાસને પૂછ્યું, "રણછોડદાસ, તમે શું કહો છો ?"

તેણે કહ્યું, " મારી જોડે એ કંઇ પણ વાતચીત કરતી નથી, તો પછી હું શું કહું ?"

હું બહુ વિચારમાં પડી. માણેક પોતાની સંપત્તિ મને આપે છે એ બહુ આશ્ચર્ય જેવું છે. વળી રણછોડદાસ જેણે એ સંપત્તિ મેળવી આપવા માટે આટલું આટલું કર્યું હતું, અને જેના લોભથી તે માણેકની જોડે લગ્ન કરવાને માટે તૈયાર થયો છે, તે સંપત્તિ હાથમાંથી ચાલી જાય છે એવું જોયા

છતાં પણ તે પ્રફુલ્લ થયલો દેખાય છે! આનું કારણ શું હોવું જોઇએ?

મનમાં ને મનમાં આમ ઘડભાગ કર્યા પછી મેં રણછોડદાસને કહ્યું, "જો તમે અહિંથી જાઓ તો હું માણેકની જોડે ખુલાસેથી વાત કરૂં." તેથી તે તરતજ ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો. તે વેળાએ મેં માણેકને પૂછ્યું, "તું શું ખરેખર તારૂં ધન બધાને વહેંચી આપીશ?"

તેણે કહ્યું, "હા, ખરેખર. હું સમુદ્રના સોગન ખાઇને કહું છું કે તેમ જ કરવાની."

મેં કહ્યું, "ત્યારે હું તારૂં દાન લઇશ; પણ એવી સરતે કે તું જો મારૂં કંઇ દાન લે તો."

તે બોલી, "મેં તમારૂં ઘણુંએ લીધું છે."

મેં કહ્યું, "પણ બીજું કંઇ લેવું પડશે."

તેણે કહ્યું, "તમારી પ્રસાદિનું એક લૂગડું લઇશ."

મેં કહ્યું, "તેમ નહિ. હું જે આપું તે લેવું પડશે."

તેણે પૂછ્યું, "તમે શું આપવા ઇચ્છો છો?"

મેં કહ્યું, "મનમોહનદાસ નામનો મારો એક છોકરો છે, તે હું તને આપું છું. સ્વામી તરીકે તું તેને ગ્રહણ કર. તું જો તેને ગ્રહણ કરે, તો જ હું તારી ધનદોલત લઇ શકું છું."

અત્યાર સુધી માણેક ઊભી હતી, તે આ સાંભળીને ધીરે ધીરે બેસી ગઇ, અને પોતાની આંધળી આંખો તેણે મીંચી દીધી. ત્યારપછી તેની એ મીંચાયલી આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં, તે કેમે કર્યાં બંધ થાય નહિ. આથી હું મોટી મુસ્કેલીમાં પડો. તે કાંઇ બોલતી નથી, કેવળ રડ્યા કરેછે. છેવટે કંટાળીને મેં તેને પૂછ્યું, "માણેક! તું શા માટે આટલી રડેછે?"

પછી તે રોતી રોતી બોલી, "તે દહાડે હું દરિઆના પાણીમાં ડૂબી મરવા ગઇ હતી, અને ડૂબી પણ હતી; પરંતુ લોકોએ મને પાછી કાઢી, તે મનમોહનદાસને માટે જ. તમે જો એમ કહેત કે તું આંધળી છે, હું તારી આંખો સાજી કરૂં છું; તો તેથી હું તમને ચાહત નહિ. હું મનમોહન-

દાસને ચાહત. મારા મનથી આ દુનિયામાં મનમોહન-દાસના જેવું બીજું કોઇ નથી. મારો પ્રાણ તેની પાસે છે. એ દેવતાની પાસે હું ફૂલની કળી છું. તેના શ્રીચરણમાં સ્થાન મળ્યાથી જ સાર્થકતા છે. આ આંધળીના દુ:ખની કહાણી તમે શું સાંભળશો?"

તેની આવી આતુરતા જોઇને હું બોલી, "હા, હું સાંભલીશ."

તે વેળાએ પણ તેણે રોતાં રોતાં હૃદય ખોલીને તેની બધી હકીકત મને જણાવી. મનમોહનદાસનો અવાજ અને તેના હાથનો સ્પર્શ; આંધળીનો રૂપોન્માદ, તેનું નાસી જવું, પાણીમાં ડૂબવું, અને બચાવ, એ બધું તેણે કહ્યું. પછી તે બોલી, "શેઠાણી, તમારે આંખો છે. આંખો હોવાથી તમે આટલું ચાહી શકો છો કે નહિ?"

તે સાંભળીને હું મનમાં ને મનમાં બબડી, "આંધળી, તું ચહાવામાં શું જાણે? મોતીના કરાતાં તું હજારો દરજ્જે સુખી છે." પછી બોલી કે, "ના માણેક, મારો સ્વામી વૃદ્ધ છે, હું આટલું

જાણુતી નથી. પણ ત્યારે તું મનમોહનદાસની જોડે લગ્ન કરીશ એ નક્કી થયું છે.?"

તે બોલી, "ના."

મેં કહ્યું, "આ શું કહેવાય! ત્યારે આટલી બધી વાતો તું શા માટે કહેતી હતી? અને આટલી રોઝ શા માટે?"

તેણે કહ્યું, "એ સુખ મારા નસીબમાં નથી, તેથી જ આટલું રોતી હતી."

મેં કહ્યું, "આ કેવી વાત! હું તમને પરણાવીશ."

તે બોલી, "તમે તેમ કરી શકવાનાં નથી. રણ-છોડદાસથી મારૂં બધું છે. તેણે મારી દોલત મેળવવા માટે જેટલું કર્યું છે, તેટલું કોઇ પારકો પારકાને માટે શું કરે કે? વળી એકલું એ જ કારણ ધારતાં ના. તેણે પોતાના પ્રાણના જોખમે મારી પ્રાણરક્ષા કરી છે."

આમ કહીને રણછોડદાસે તેને કેવી રીતે બચાવી હતી તે વૃત્તાન્ત કહ્યો. પછી તે બોલી, "જેની પાસે

હું આટલી બધી કરજદાર છું, તે મારૂં જે કરશે તે જ થશે. તે જ્યારે કૃપા કરીને મને પોતાની દાસી કરવા ઇચ્છે છે, ત્યારે હું તેની દાસી થઇશ, બીજા કોઇની પણ થનારી નથી."

તેનો આવો નિશ્ચય સાંભળીને હું મનમાં ખેદ કરવા લાગી, "હરિ! હરિ! શા માટે છોકરાને સંન્યાસીની પાસેથી ઔષધ અપાવ્યું! લગ્ન કર્યા સિવાય પણ ધન તો મળે છે. માણેકે તો હમણાંજ સર્વ સંપત્તિ આપવાને ચાહ્યું હતું; પણ હું શું એનું દાન લઉં? એના કરતાં તો ભીખ માગીને ખાવું એ સારૂં છે. મેં કહ્યું હતું કે "હું જો આ લગ્ન ના કરાવું તો કપોળની દીકરી નહિ; જરૂર કરાવીશ ને કરાવીશ." પછી મેં માણેકને કહ્યું, "ત્યારે હું તારૂં દાન લઇશ નહિ. તું જેને આપવા ઇચ્છે તેને આપજે. હું જાઉં છું."

તે બોલી, "હવે એક વાર બેસો. હું રણછોડદાસની મારફતે એકવાર વિનંતિ કરાવીશ. તેમને બોલાવું છું."

રણછોડદાસની જોડે ફરી એક વાર મળવાની મારી પણ મરજી હતી. હું પાછી બેઠી. માણેકે તેને બોલાવ્યો.

રણછોડદાસ આવ્યો. મેં માણેકને કહ્યું, "રણછોડદાસ આ વિષયમાં જો વિનંતિ કરવા ચાહે, તો હું મારા તરફની બધી વાત શું તારી સામે સ્પષ્ટ કહી શકીશ કે? તું તારી પોતાની પ્રશંસા પોતે ઊભી રહીને સાંભળીશ નહિ."

પછી માણેક ત્યાંથી જતી રહી.

---

## પ્રકરણ ૪ થું.

## મોતી શેઠાણી વક્તા.

મેં રણછોડદાસને પૂછ્યું, "તમે શું માણેકની જોડે વિવાહ કરશો?"

તે બોલ્યો, "હા, કરીશ એ નક્કી છે."

મેં પૂછ્યું, "હમણાં પણ શું નક્કી છે? માણેકની મિલ્કત તો તેણે મને આપી છે ને?"

તેણે જવાબ દીધો, "હું માણેકની જોડે પરણીશ; ધનદોલતની જોડે હું લગ્ન કરતો નથી."

મેં કહ્યું, "ધનને માટે જ તમે તેની જોડે પરણવા ઇચ્છતા હતા ને?"

તેણે કહ્યું, "સ્ત્રીઓનું મન એવું ગંદું હોય છે."

મેં કહ્યું, "અમારા ઉપર આટલી અભક્તિ ક્યારની થઇ છે?"

તેણે કહ્યું, "અભક્તિ કાંઇ નથી. તેમ થયાથી, તો લગ્ન કરવા ચહાત જ નહિ."

મેં પૂછ્યું, "પણ ત્યારે વીણી વીણીને આંધળી કન્યાના ઉપર આટલો પ્રેમ શા માટે થયો? તેથી જ ધનદોલતની વાત હું કહેતી હતી."

તેણે કહ્યું, "તું વૃદ્ધ ઉપર આટલી અનુરક્ત શા માટે છે? તે શું ધનદોલતને માટે કે?"

મેં કહ્યું, "કોઇ યુવતીના સામે તેના સ્વામીને વૃદ્ધ કહેવો નહિ જોઇએ. મારા ઉપર ક્રોધ શા

માટે ફરો છો? તમે શું બહુ બોલનારી સ્ત્રીનો ડર રાખતા નથી?"

(પણ ગુસ્સે થવું એ મારી અંતરની ઇચ્છા છે.)

તેણે કહ્યું, "હું ડરૂં છું ખરો; પણ મેં ગુસ્સાની વાત કંઇ કહી નથી. તું જેમ શેઠ પરમાનંદને ચાહે છે તેમ હું પણ માણેકને ચાહું છું."

મેં મર્મમાં કહ્યું, "શું તેના કટક્ષના ગુણથી કે?"

તેણે પણ તેવા જ તાણાથી જવાબ આપ્યો, ના; **કટાક્ષ નથી તેથી**. તું પણ જો આંધળી થાત તો આથી પણ વધારે સુંદર થાત."

મેં કહ્યું," હું શેઠને પૂછી જોઇશ, તમને નહિ. હાલ તમે જેમ માણેકને ચાહો છો, તેમ હું પણ તેને ચાહું છું."

તેણે પૂછ્યું, "શું તું તેને પરણવા ચાહે છે કે?"

મેં કહ્યું, "લગભગ તેવું જ છે. હું પોતે તેની જોડે લગ્ન નહિ કરૂં, તો પણ મારા માણસની જોડે

તેનું લગ્ન કરાવી શકું છું. પણ તમારી જોડે તો તેને પરણવા દઇશ નહિ."

તેણે કહ્યું, "કેમ વારૂ? હું સારો વર છું. એને એવો વર મળતો નહોતો."

મેં બેધડક કહ્યું, "તમે કુપાત્ર છો; હું એને સુપાત્ર શોધી આપીશ."

તેણે પૂછ્યું, "મને કુપાત્ર શાથી કહેછે ?"

મેં કહ્યું, "કુરતું ઉતારીને પીઠ દેખાડો જોઇએ!"

આ સાંભળતાંજ તેનું મ્હો લેવાઇ ગયું. તે અતિ દુઃખિત ભાવથી બોલ્યો, "છીઃ મોતી.!"

મને આથી માઠું તો લાગ્યું, પણ તેનું દુઃખ જોઇને ભોળવાઇ નહિ. હું બોલી, "એક કહાણી કહીશ તે શું તમે સાંભળશો ?"

હું વાત ઉડાવું છું એવું ધારીને તેણે કહ્યું, "હા સાંભળીશ."

પછી હું કહેવા લાગી, "પહેલાં જુવાનીમાં લોકો મને રૂપવંતી કહેતા હતા."

તેણે કહ્યું, "આ જો કહાણી હોય તો સત્ય વાત કયી છે?"

મેં કહ્યું, " આગળ સાંભળો. તેવું જોઇને એક ચોર મુગ્ધ થઇને મારા પિયરમાં જે ઓરડામાં હું એક ચાંકરડીની જોડે સૂતી હતી, તે ઓરડામાં ખાતર પાડીને આવ્યો."

આ કહેવાનો આરંભ કરૂં છું એટલામાં રણછોડદાસના આખે શરીરે પરસેવો થવા માંડયો. તે બોલ્યો, " માફ કર."

હું કહેવા લાગી, " તે ચોર મારા સૂવાના ઓરડામાં આવ્યો. એ ઓરડામાં દીવો બળતો હતો. મેં તે ચોરને ઓળખ્યો, અને ભયભીત થઇને ચાકરડીને ઉઠાડી. તે એ ચોરને ઓળખતી નહોતી. મેં તે વેળાએ તેને આવકાર દઇ માન આપી આશા દેખાડીને મારા પલંગ ઉપર બેસાડયો."

એટલું સાંભળ્યાથી તે અકળાઇને બોલ્યો, " મને માફ કર. તેં તો બધું હું જાણું છું."

મેં કહ્યું, "તો પણ એક વાર યાદ કરાવી આપવું

ઠીક છે. પછી થોડી વારે તે ચોર નાઽજાણું એવી રીતે ઇશારતથી મેં ચાકરડીને બહાર મોકલી સિપાઇને તેડી લાવી ભીંતમાં જ્યાં ખાતર પાડ્યું હતું ત્યાં આવી ઊભી રહેવાને તેને કહ્યું, અને મેં પણ લાગ જોઇને કામને બહાને બહાર નીકળી જઇ બારણાની સાંકળ ચડાવી દીધી. આ શું મેં ખોટું કર્યું હતું?"

તેણે કહ્યું, "આ બધું તું શામાટે કહે છે?"

મેં કહ્યું, "પછી એ ચોર શી રીતે નીકળ્યો તે કહો જોઇએ? બધાં માણસોને બોલાવીને મેં એકઠાં કર્યાં. મોટા મોટા બળવાનોએ આવીને તેને ઘેર્યો. તેણે શરમને મારે મ્હો ઉપર કપડું નાખ્યું. તે વેળાએ મેં દયા લાવીને તેના ઉપરથી કપડું કાઢી નાખ્યું નહિ; પણ મારે હાથે લોખંડનો સળિયો તપાવીને તેની પીઠ ઉપર ડોકયો."

"ચોર!"

"રણછોડદાસ! અતિ ગરમીમાં પણ શું તમે શરીર પરનું પહેરણ ઉતારીને સુતા નથી?"

તેણે કહ્યું, “ના.”

મેં કહ્યું, “મોતીના હાથના અક્ષરો ભૂંસાય તેવા નથી. માણેકને બોલાવીને આ કહાણી તેને સંભળાવવાની મારી ઇચ્છા હતી, પણ હાલ તેમ કરીશ નહિ. તમે માણેકને લાયકના નથી. તેની જોડે લગ્ન કરવાની ઇચ્છા કરશો નહિ. જો દૂર નહિ થાઓ તો હું તે સંભળાવીશ.”

રણછોડદાસ થોડો વખત વિચાર કર્યા પછી દુઃખિત ભાવથી બોલ્યો, “સંભળાવવાની ઇચ્છા હોય તો ભલે સંભળાવ. તું સંભળાવે કે નહિ સંભળાવે, હું પોતે જ આજે તેને કહીશ. મારા દોષ ગુણ સાંભળીને માણેક મને ગ્રહણ કરે તો ભલે કરે, નહિતો નહિ કરે. હું તેને ઠગીશ નહિ.”

હું પરાજીત થઇ મનમાં ને મનમાં તેને સેંકડો ધન્યવાદ આપતી આપતી હર્ષ વિષાદથી ઘેર પાછી આવી.

---

## પ્રકરણ ૫ મું.

### મનમોહનદાસ વકતા.

ઐશ્વર્ય ગુમાવીને થોડા દહાડા પછી હું માંદો પડયો. ઐશ્વર્યમાંથી ગરિબાઇ આવવાની આશંકાથી મનમાં કોઇ જાતનો વિકાર થયો હતો તેથી, કે બીજા કોઇ કારણથી આ પીડાની ઉત્પત્તિ થઇ હતી, તે કહેવાનો હું યત્ન કરીશ નહિ. કેવળ મંદવાડનાં લક્ષણ કહીશ.

સાંઝ પડીને તડકો ચાલ્યો જાય તે પછી હું ઘરની અગાસીમાં બેસીને વાંચતો હતો. એ પ્રમાણે નિત્ય વાંચ વાંચ કરતો. જગતનાં ગૂઢ તત્ત્વોની ચર્ચા કરતો, પરંતુ તેનો મર્મ કંઇ પણ સમજી શકયો નહિ; તે છતાં કોઇ રીતે આકાંક્ષાની નિવૃત્તિ થઇ નહિ. જેટલું વાંચતો તેટલી વધારે વાંચવાની ઇચ્છા થતી હતી. આખરે થકાવટ જણાઇ. પુસ્તક બંધ કરી હાથમાં પકડી રાખીને વિચાર

કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં જરા આંખ મળી, પણ ઊંઘ કાંઈ આવી નહોતી. તે વેળાની સ્થિતિ મોહનિદ્રાના જેવી સુખદાયક અથવા તૃપ્તિવાળી નહોતી. થાકેલા હાથમાંથી પુસ્તક નીકળી પડયું. જાણે આંખ ઊઘડી ગઇ. એમ ઊઘડેલી આંખ તાકેલી છે—બહારની બધા વસ્તુઓ જોઇ શકું છું, પણ શું જોઉં છું તે જાણી શકતો નથી. એવામાં અકસ્માત ત્યાંથી દરિયાનો ગોંધાટ અને સપાટી જણાયાં. જાણે સવારના ઝળકતા રંગથી પૂર્વ દિશા રંગાયલી છે. તે દરિયાના પ્રવાહમાં રેતીવાળા કિનારા આગળ માણેક છે એમ દેખાયું. તે પાણીમાં ધીરે ધીરે જાયછે. અંધકાર છે તે છતાં તે બેદરકાર છે, વિકલા છતાં સ્થિર છે; તે પ્રભાતના શાંત શીતળ દરિયાના જેવી ગંભીર અને ધીર, તથા દરિયાના જેવી જ અંતરમાં દુર્જય વેગવાળી છે! તે ધીરે ધીરે પાણીમાં ચાલી. મેં જોયું કે તે કેવી સુંદર છે! ત્યારે માણેક શું ખુબસૂરત છે? હા. તે કુસુમવૃક્ષની નવ-મંજરીના

સુગંધના જેવી, છેટેથી સંભળાતા ગાયનના છેલ્લા ભાગના જેવી છે. તે ધીરે–ધીરે–પાણીમાં ઉતરી ! ધીરે માણેક ! ધીરે ! હું તને જોઉં. પહેલાં અનાદરથી બરાબર જોઇ નથી; હમણાં એક વાર સારી રીતે જોઇ લઉં. ધીરે માણેક ! ધીરે !

મને મૂર્છા આવી. મૂર્છાનાં બધાં લક્ષણો હું જાણતો નથી. જે પછવાડેથી સાંભળ્યાં છે તે કહેવાથી કંઇ લાભ નથી. જ્યારે હું પાછો સાવચેત થયો, ત્યારે રાત થઇ હતી. મારી આસપાસ ઘણાં માણસો હતાં, પણ મેં તેમાંથી કોઇને પણ જોયું નહિ. જોયું માત્ર તે દરિયો અને મૃદુગામિની માણેક ધીરે ધીરે પાણીમાં ઉતરે છે તે. પછી આંખો મીંચી દીધી તોપણ પેલો સમુદ્ર અને પેલી માણેક જોયાં. વળી આંખ તાકીને જોયું તોપણ એજ દેખાયું કે પેલો સમુદ્ર અને પેલી માણેક ! આસપાસ જોયું–વળી તેની તે માણેક ધીરે ધીરે પાણીમાં ઉતરે છે. ઊંચે જોયું તો ઉપર પણ સમુદ્રમાં આકાશવિહારી ભરતી થાય છે;

અને આકાશવિહારી માણેક ધીરે ધીરે તેમાં ઉતરે છે. બીજી તરફ મન લગાડયું; તથાપિ તે સમુદ્ર અને તે માણેક રહેલાં જ છે. છેવટે હું માંદો પડ્યો અને ડાકટરો મારી દવા કરવા લાગ્યા.

ઘણા દહાડા સુધી મારી દવા ચાલુ રહી, પણ મારી આંખની સામેથી માણેકનું રૂપ જરા પણ ખસ્યું નહિ. હું જાણતો નથી કે મને શો રોગ થયો સમજીને ડાકટર દવા આપે છે! મારી આંખની સામે જે રૂપ નિરંતર નાચતું હતું તે વિષે કોઇને પણ મેં કહ્યું નહિ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

## મનમોહનદાસ વક્તા.

અરે! ધીરે, માણેક ધીરે; ધીરે ધીરે મારા આ હૃદયમંદિરમાં પ્રવેશ કર! આટલી ઝડપ શા માટે? તું આંધળી છે, માર્ગ જાણતી નથી. ધીરે, માણેક ધીરે! આ નાનું ઘર; તેમાં અં-

ધારૂં, અંધારૂં ને અંધારૂં જ. ચિરાંધકાર છે. તું દીવાસળીની પેઠે એમાં પ્રવેશ કરીને પ્રકાશ પાડ. દીવાસળીની પેઠે તું પોતે સળગીશ, પણ તેથી આ અંધારા ઘરમાં પ્રકાશ થશે.

અરે ! આસ્તે, માણેક આસ્તે ! આ ઘરને પ્રકાશિત કર, પણ દાહ શા માટે કરેછે ? કોણ જાણતું હતું કે શીતળ પત્થર પણ દાહ કરશે ? હું તો તને પાષાણની બનાવેલી, પાષાણમયી જાણતો હતો: કોણ જાણતું હતું કે પાષાણ પણ દાહ કરશે ? અથવા કોણ જાણે કે પાષાણમાં પણ લોખંડના ઘસારાથી અગ્નિ ઉત્પન્ન થાય છે ? તારી સફેદ પત્થરની છતાં સ્નિગ્ધ જેવી જણાતી મૂર્ત્તિ જેટલી જોઉં છું તેટલી તે જોવાની ઇચ્છા વધે છે. રાત દહાડો–પળે પળે જોયા છતાં પણ મનમાં આવેછે કે તને ક્યાં જોઇ છે ? વળી જોઉં, વળી જોઉં થાયછે, પણ જોઇને તો ઇચ્છા પૂર્ણ થતી નથી.

મંદવાડમાં હું ઘણું કરીને કોઇની જોડે વાત કરતો નહોતો. કોઇ વાત કરવા આવ્યાથી મને

સારૂં લાગતું નહોતું. માણેકની વાત હું મ્હો ઉપર લાવતો નહોતો; પણ પ્રલાપકાળે શું બકતો હતો તે સ્મરણ કરીને કહી શકતો નથી. પ્રલાપ ઘણું-કરીને નિત્ય થતો હતો.

બિછાનું ઘણુંકરીને હું ત્યાગતો નહોતો. સૂતો સૂતો શું નું શું જોતો હતો તે હું કહી શકતો નથી. કદી હું જોતો હતો કે લઢાઇના મેદાનમાં યવનનિપાત થાય છે, લોહીની નદી વહે છે; કદી જોતો હતો કે સોનાના ખેતરમાં હીરાના ઝાડ પર પાંખડીએ પાંખડીએ નક્ષત્ર ખીલ્યાં છે; કદી જોતો હતો કે આકાશમાર્ગે આઠ ચંદ્રમા એકત્ર થયાથી અને શનિશ્ચર મહા ગ્રહ ચતુશ્ચન્દ્ર-વાહી બૃહસ્પતિના ઉપર મહા વેગથી પડ્યાથી, ગ્રહ ઉપગ્રહ બધા ટૂકડે ટૂકડા થઇને ભાગી ગયા; અને આઘાતોત્પન્ન આગથી તે બધા સ-ળગી ઊઠયા. તેઓ દાહ્યમાનાવસ્થામાં મહા વેગથી વિશ્વમંડળની ચારે બાજુએ પ્રધાવિત થાય છે. કદી હું જોતો હતો કે આ જગત્ જ્યોતિર્મય કાંત

રૂપ ધીર દેવજાતની મૂર્ત્તિથી પરિપૂર્ણ છે. તેઓ નિત્ય આકાશમાર્ગને પ્રભાસિત કરીને ફરેછે. તેઓના અંગના સૌરભથી મારાં નસકોરાં પરિપૂર્ણ થતાં હતાં. પણ તે બધાની વચમાં માણેકની પેલી પત્થરની મૂર્ત્તિ જોતો હતો. હાય! માણેક! પત્થરમાં આટલી આગ છે!

ધીરે માણેક, ધીરે ધીરે તારી આંધળી આંખો ઉઘાડ અને મારી તરફ જો. હું તને જોઉં છું! ઓ પેલી જોઉં છું! તારાં નયનપદ્મ ધીરે ધીરે પ્રસ્ફુટિત થાય છે. અને એ નયનકમળ ખોલે છે પણ ધીરે ધીરે. આ દુનિયામાં કોને આંખો નથી? ગાય, ભેંસ, કૂતરાં, બિલાડાં, સર્વને આંખો છે. ત્યારે શું તારે આંખો નથી? નહિ નહિ, ત્યારે મારી આંખો પણ નથી! હું પણ હવે આંખો તાકીશ નહિ.



# પ્રકરણ ૭ મું.

## મોતી શેઠાણી વક્તા.

હું જાણતી હતી કે મનમોહનદાસ કાંઇનું કાંઇ કરશે જ. તેણે નાની ઉમ્મરમાં આટલો વિચાર શા માટે કરવો જોઇએ? બેન તો એક વાર પણ પાછું વાળીનેએ જોતાં નથી; અને હું કહું છું ત્યારે ઓરમાન મા કહીને મારૂં બોલવું તે ગણકારતાં નથી. એ છોકરાને સારો કરવો મુસ્કેલ છે. હવે મારી ફરજ બાકી છે. ડાકટર વૈદ્ય કંઇ કરી શકતા નથી અને કરી શકશે પણ નહિ. તેઓ રોગનો જ નિર્ણય કરી શકતા નથી. રોગ મનનો થયો છે; ત્યાં પછી હાથ જોયાથી, આંખ જોયાથી કે ઝીભ જોયાથી તેઓ શું સમજવાના છે? જો તેઓ મારી પેઠે આડમાં છુપાઇ બેસીને તે છોકરાના ચાળા, હાવભાવ તથા બકવું જોત, તો એક દિવસના અંદર રોગનું ખરૂં કારણ જાણીને ઔષધ આપત.

તેનું બોલવું શું છે? "પ્યારે, માણેક !" તે એકલો હોય છે ત્યારે આ વાકય બોલે છે. સંન્યાસી મહારાજના ઔષધથી શું આ ફળ ફળ્યું ? મેં

શા માટે એવું કામ કર્યું! વારૂં, ત્યારે માણેકને એક વાર તેની પાસે બેસાડવાથી શું કંઇ સારૂં પરિણામ નહિ થાય? પણ તે ક્યાં છે? હું તેને ત્યાં ગઈ હતી ત્યારથી તો તે મારે ઘેર એક વાર પણ આવી નથી. અને બોલાવવાને માણસ નહિ મોકલ્યાથી તે આવશે પણ નહિ. આવું સમજીને મેં માણેકને ત્યાં માણસ મોકલ્યું અને કહાવ્યું કે મારે કંઇ અગત્યનું કામ છે, માટે એક વાર આવી જાઓ.

મેં વિચાર કર્યો કે પહેલાં એક વાર મનમોહનદાસની પાસે માણેકની વાત કાઢી જોઉં. તેનાથી હું સમજીશ કે એ છોકરીની જોડે એના રોગનો કંઇ સંબંધ છે કે નહિ?

એટલા માટે ખરેખરૂં તત્ત્વ જાણવા સારૂ હું મનમોહનદાસની પાસે જઇને બેઠી; અને વાત કરતાં કરતાં માણેકનો પ્રસંગ મેં કાઢયો. બીજું કોઇ ત્યાં નહોતું. માણેકનું નામ સાંભળતાંવેતંજ તે છોકરો ચમકીને હંસના પ્રમાણે ડોક ઊંચી કરીને મારા તરફ જોવા લાગ્યો. અને જેમ જેમ હું તે

છોકરીની વાત કાઢતી ગઇ તેમ તેમ તે કંઇ પણ જબાબ ન આપતાં વ્યાકુલ આંખથી મારા તરફ જોતો રહ્યો. તે ઘણો અસ્થિર થઇ પડયો. કાંઇ ફાડે, કાંઇ ભાગે, એમ તેણે કરવા માંડયું. આખરે મેં માણેકનું ભૂંડું બોલવા માંડયું કે, તે ધણી ધન-લુબ્ધ છે, આપણે પહેલાં કરેલા ઉપકારનું તેણે કંઇ પણ સ્મરણ કર્યું નહિ. પણ તે સાંભળીને તો તે અપ્રસન્ન થયો, એવું મને ભાસવા લાગ્યું; પરતું વાત ઉપરથી એવું કંઇ પંણ જણાયું નહિ.

મેં નિશ્ચય કર્યો કે આ સંન્યાસીની કીર્ત્તિ છે. હમણાં તે બીજે સ્થળે ગયો હતો, પણ થોડા દહાડામાં પાછા આવવાના સમાચાર મળ્યા હતા. હું તેની રાહ જોવા લાગી. પણ તેની જોડે વળી વિચાર કરવા લાગી કે તે આવીને શું કરશે ? હું જ મૂર્ખ છું, દુરાકાંક્ષાપરવશ સ્ત્રીજાત છું. ધનના લોભથી આગળ પાછળનો વિચાર નહિ કરતાં મેં જ પોતે આ વિપત્તિ આણી છે! તે વેળાએ હું નિશ્ચય ધારતી હતી કે માણેકને છોકરાની વડુ

કરીશ. તે વખતે કોણ જાણતું હતું કે દળનારીની આંધળી દીકરી પણ દુર્લભ થશે ? કોણ જાણતું હતું કે સંન્યાસીના ઔષધથી હિત કરતાં અહિત થશે ? સ્ત્રીની બુદ્ધિ અતિ ટૂંકી છે તે હું જાણતી નહોતી. પોતાની બુદ્ધિના અહંકારથી હું મસ્ત બની ગઇ હતી. એવી બુદ્ધિ સૂજવાની પહેલાં શા માટે હું મરી ગઇ નહિ ! હમણાં ઇચ્છા થાય છે કે મરૂં, પણ મનમોહનદાસને સારૂં થયલું જોયા વિના મરી શકતી પણ નથી.

થોડા દહાડા પછી પેલો પૂર્વપરિચિત સંન્યાસી આવીને હાજર થયો. તેણે કહ્યું, "હું મનમોહનદાસના મંદવાડના સમાચાર સાંભળીને આવ્યો છું." એ સમાચાર તેને કોણે આપ્યા હતા તે તેણે જણાવ્યું નહિ.

તેણે મનમોહનદાસના મંદવાડનું વૃત્તાન્ત અથથી ઇતિ સુધી સાંભળ્યું. પછી તે તેની પાસે બેસીને નાના પ્રકારની વાતચીત કરવા લાગ્યો. ત્યાર પછી મેં તેને બીજી જગા પર લઇ જઇને કહ્યું,

"મહારાજ! આપ સર્વજ્ઞ છો; આપ નહિ જાણો એવું એક પણ તત્ત્વ નથી. મનમોહનદાસને શો રોગ છે તે આપ ખચિત જાણો છો."

તેણે કહ્યું, "એ વાયુનો રોગ છે. અતિ મુશ્કેલીથી સારો થાય એમ છે."

મેં કહ્યું, "ત્યારે તે સર્વદા માણેકનું નામ શા માટે લવ્યાં કરે છે?"

સંન્યાસી એ કહ્યું, "તમે છોકરી છો, શું સમજો? (કેવું સત્યાનાશ! હું છોકરી છું! હું શચિની મા છું!) આ રોગની એક ગતિ એ છે કે, હૃદયમાંના છુપાયલા તથા અપરિચિત ભાવ અથવા પ્રવૃત્તિયો પ્રકાશિત થઇ પડીને અત્યંત બળવાન થઇ જાય છે. એક વાર મનમોહનદાસ મારી દૈવવિદ્યાઓનો પરીક્ષાર્થી થયાથી મેં કોઇ જાતનું તાંત્રિક અનુષ્ઠાન કર્યું, એવા હેતુથી કે તેથી જે તેને ખરા અંતઃકરણથી ચાહે છે તેને તે સ્વપ્નામાં જોઇ શકે. પછી રાત્રે સ્વપ્નામાં તેણે માણેકને જોઇ. એવો સ્વાભાવિક નિયમ છે કે અમુક જણ આપણને ચાહે છે

એમ સમજ્યાથી આપણે તેના ઉપર અનુકમ્પા થઇએ છીએ. એટલા માટે તે રાતે 'મનમોહન-દાસના મનમાં માણેકના ઉપર અનુરાગનું બીજ છુપી રીતે વવાયું. પણ માણેક આંધળી અને ગ-રીબ માણસની દીકરી છે ઇત્યાદિ કારણથી તેનો તે અનુરાગ પરિસ્ફુટ થઇ શકયો નહિ. વળી અનુ-રાગનાં લક્ષણ પોતાના હૃદયમાં કંઇક જોઇ શક્યા છતાં પણ મનમોહનદાસે તેના ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. પછી ધીરે ધીરે ગરીબાઇનાં દુઃખનો ભય તમને પીડવા લાગ્યો. તેમાં પણ સર્વ કરતાં મન-મોહનદાસને જ તેથી વધારે વ્યથા થઇ. બીજી તરફ મન લગાડવા માટે—ગરીબાઇનું દુઃખ ભૂલવા સારૂ તે ધ્યાન લગાડીને વાંચવા લાગ્યો. પણ વિદ્યા-લોચનાના વધારેપણાથી તેનું ચિત્ત ઉદ્‌ભ્રાન્ત થઇ પડયું, તેના યોગે આ માનસિક રોગની ઉત્પત્તિ થઇ છે. તે માનસિક રોગને અવલંબીને માણે-કના ઉપરનો તેનો વિલુપ્તપ્રાય પ્રેમ પાછો પ્રસ્ફુ-ટિત થયો. તેની પ્રથમની માનસિક શક્તિ હાલ

નથી કે જેનાથી તે તે અવિહિત પ્રેમને દૂર કરે. વળી પહેલાં મેં કહ્યું હતું કે આ બધી માનસિક પીડાનું કારણ જે છુપો માનસિક ભાવ વિકસિત થાય છે, તે અપ્રકૃત થઇ પડે છે ત્યારે તે વિકારનું સ્વરૂપ જણાય છે. મનમોહનદાસનો આ વિકાર તેવો છે."

મેં તે વેળાએ આતુરતાથી પૂછ્યું, "એને દૂર કરવાનો કંઇ ઉપાય છે કે?"

સંન્યાસીએ કહ્યું, "હું ડાકટરી કંઇ જાણતો નથી. ડાક્ટરથી રોગ મટી શકશે કે નહિ તે હું ખાત્રીથી કહી શકતો નથી. પરતું કોઇ ડાકટરે કોઇ વેળાએ આવો રોગ સારો કર્યો છે એવું મેં હજી સાંભળ્યું નથી."

મેં કહ્યું, "ઘણા ડાકટરોને બોલાવ્યા હતાં પણ કંઇ પણ ગુણ જણાયો નહિ."

સંન્યાસીએ કહ્યું, "અને ઘણું કરીને વૈદ્યની દવાથી પણ કંઇ ગુણ પડશે નહિ."

મેં પૂછ્યું, "ત્યારે શું એનો કંઇ ઉપાય જ નથી?"

સંન્યાસીએ કહ્યું, "જો કહો તો હું ઔષધ આપું."

મેં કહ્યું, "આપના ઔષધ કરતાં બીજા કોનું ઔષધ સારૂં હોય? આપ જ અમારા રક્ષણકર્ત્તા છો. આપ જ ઔષધ આપો."

સંન્યાસીએ કહ્યું, "તમે ઘરની શેઠાણી છો. તમે કહો તો જ ઔષધ આપી શકું છું. મનમોહનદાસ પણ તમારા હુકમને તાબે છે. તમે કહ્યાથી જ તે મારૂં ઔષધ લેશે. પણ કેવળ ઔષધ આપ્યાથી જ સારૂં થવાનું નથી. માનસિક રોગનું માનસિક ઔષધ જોઇએ. માણેક જોઇએ."

મેં કહ્યું, "માણેક હમણાં આવશે. મેં તેને તેડવા માટે માણસ મોકલ્યું છે."

સંન્યાસીએ કહ્યું, "પણ માણેકના આવ્યાથી તેને ગુણ પડશે કે નહિ, તે પણ વિચાર કરવાનું છે. એવું પણ થાય, કે માણેકના ઉપર તેનો અપ્રકૃત પ્રેમ છે, તે મંદવાડમાં મેળાપ થયાથી વખતે

પ્રથમ થઇને સ્થાયિત્વને પ્રાપ્ત થાય. માટે જો માણેકની જોડે એનું લગ્ન નહિ થાય તો પછી તેણે અહિં ના આવવું એજ મને તો ઠીક જણાય છે."

મેં કહ્યું, "તેના આવ્યાથી સારૂં થાય કે ખરાબ થાય તેનો વિચાર કરવાનો વખત હવે નથી. જુઓ, પેલી એ આવે છે."

એટલામાં તેડવા ગયેલા માણસની જોડે માણેક ત્યાં આવી. રણછોડદાસ પણ મનમોહનદાસના મંદવાડના સમાચાર સાંભળીને તેને જોવા આવ્યો હતો.

---

# ખંડ ૫ મો.

---

## પ્રકરણ ૧ લું.

### રણછોડદાસની હકીકત.

આ આંધળી છોકરી કેવી મોહિની જાણે છે તે હું કહી શકતો નથી. આંખમાં કટાક્ષ નથી, તે

છતાં તેણે મારા જેવા સંન્યાસીને પણ મોહિત કર્યો. મેં ધાર્યું હતું કે મોતીના પછી બીજી કોઇને પણ હું ચાહીશ નહિ. પણ મનુષ્યનો દંભ નકામો છે. બીજું બધું તો પડતું મૂક્યું, પણ આ આંધળી છોકરીથી સહેજમાં હું મોહિત થયો!

મેં ધાર્યું હતું કે આ જીવતર અમાસની અંધારી રાતના જેવું છે—અંધકારમાં જ તે ગાળીશ. પરંતુ એકદમ ચંદ્રોદય થયો! મેં ધાર્યું હતું કે આ જીવનસિંધુ તરીને જ મારે પેલે પાર જવું પડશે. એવામાં એકદમ સામે એક સોનાનો પુલ જોયો. મેં ધાર્યું હતું કે આ મરૂભૂમિ નિરંતર આવું જ બળતું રણ રહેશે. પણ જાણેકે એકદમ ત્યાં નન્દનવન બનાવી દીધું! મારા આ સુખની હવે હદ નથી. જે નિરંતર અંધકારમય ગુફામાં રહ્યો છે, તે એકદમ જો આ સૂર્યકિરણસમુજ્વલ તરૂપલ્લવ કુસુમસુશોભિત મનુષ્યલોકમાં મૂકાય, તો તેને જેવો આનંદ થશે, તેવો આનંદ મને થાય છે! કોઇ ચિરકાલ પરાધીન પરપીડિત દાસાનુદાસ

હોય, તે જો એકદમ સાર્વભૌમ સર્વેશ્વર થાય, તો જે આનંદ તેને થશે, તે આનંદ મને થાય છે! જે માણેકના જેવો જન્માંધ છે, તેની આંખો એકદમ સારી થયાંથી તેને જે આનંદ થાય, તેવો આનંદ મને માણેકને પ્રેમ કર્યાથી થાય છે!

પણ આ આનંદનું પરિણામ શું થશે તે હું જાણતો નથી. હું ચોર છું. મારી પીઠ ઉપર ડામના અક્ષરો છે, તેમાં લખ્યું છે કે હું ચોર છું! જે દહાડે માણેક તે અક્ષર ઉપર હાથ લગાડીને પૂછશે કે આ શાના ડાઘ છે, તે દહાડે હું તેને શું કહીશ? કહીશ કે તે કંઇ નથી? તે આંધળી છે તેથી કંઈ જાણી શકશે નહિ. પણ જેનું અવલંબન કરીને હું સંસારમાં સુખી થવા ઇચ્છું છું તેને શું ઠગું? જે કહી શકે તે ભલે કહે. જ્યારે કર્યું છે ત્યારે એના કરતાં પણ મોટું દુષ્કાર્ય કર્યું છે, પણ તે કરીને તેનું ફળ ભોગવ્યું છે. હવે બીજું શા માટે કરૂં? મેં મોતીને કહ્યું

હતું કે બધી વાત માણેકને કહીશ; પણ કહેતાં જીભ ઉપડતી નથી. હવે કહીશ.

જે દહાડે માણેક મનમોહનદાસને જોઇને આવી હતી, તે દહાડે સાંઝે હું એ વાત તેને કહેવા ગયો. પણ જઇને મેં જોયું તો તે એકલી બેસીને રડેછે. તેથી તે વેળાએ કંઇ નહિ બોલતા મેં તેની માસીને પૂછ્યું કે એ શા માટે રડે છે? તે બોલી, હું જાણતી નથી. પરમાનંદદાસ શેઠના ઘેરથી આવી છે ત્યારની તે રડયા કરે છે. હું પોતે મનમોહનદાસની પાસે ગયો નહોતો. એવા ડરથી કે મારા ઉપર તે ગુસ્સે હતો, તેથી કદાચ મને જોઇને તેનો મંદવાડ વધે. તેમ ત્યાં શું થયું હતું, તે પણ હું જાણતો નહોતો. પછી માણેકને મેં પૂછ્યું કે શા માટે તું રડે છે? તે સાંભળીને તે આંખો લોહીને છાની રહી ગઇ.

હું ઘણો દિલગીર થયો. મેં કહ્યું, "માણેક! તને જે કંઈ દુઃખ હોય તે મને કહે. તે જાણ્યાથી હું પ્રાણ આપીને પણ તેનું નિવારણ કરીશ. તું

શા દુઃખથી રડે છે તે શું મને કહીશ નહિ?"

પાછી તે રોવા લાગી. પણ આખરે ઘણી મુસ્કેલીથી રોવું બંધ કરીને બોલી, "તમે આટલી કૃપા કરો છો, પણ હું તેને લાયક નથી."

મેં કહ્યું, "આ તું શું બોલે છે માણેક! હું જાણું છું કે હું જ તારા લાયક નથી. તને એ વાત કહેવાને માટે જ હું આવ્યો છું."

તેણે કહ્યું, "હું તમારી આભારી છું. મને આવું શા માટે કહો છો?"

મેં કહ્યું, "સાંભળ માણેક! હું તારી જોડે લગ્ન કરીને આ જન્મ સુખથી ગાળીશ, એવી મારી ઇચ્છા છે, અને એ આશા ભંગ થયાથી હું મરીશ. તથાપિ તેમાં જે વિઘ્ન છે તે તને કહેવા માટે હું આવ્યો છું. તું તે સાંભળીને ગમે તો જવાબ આપ કે ના આપ. જુવાનીમાં એક દહાડો હું રૂપાન્ધ બનીને ઉન્મત્ત થયો હતો—જ્ઞાન ગુમાવીને મેં ચોરનું કામ કર્યું હતું. મારા શરીર પર હજી તેનું ચિહ્ન છે. આ કહેવા માટે જ હું આવ્યો છું."

પછી ધીરે ધીરે ઘણી ધીરજ ભરીને તે ના કહેવા જોગ હકીકત મેં માણેકને કહી. તે આંધળી હતી તેથી જ હું તે કહી શક્યો હતો. દેખતી હોત તો કદિ પણ કહી શકત નહિ.

માણેક ચુપચાપ થઇને બેઠી. મેં તે વેળાએ કહ્યું, "માણેક! રૂપોન્માદથી ઉન્મત્ત થઇને જુવાનીમાં એક દહાડો મેં એવું મૂર્ખપણાનું કામ કર્યું હતું. એના સિવાય બીજો કશો અપરાધ મેં કર્યો નથી. ચિરજીવન એ એક દહાડાના અપરાધનું પ્રાયશ્ચિત કર્યું છે. હવે કહે, શું તું મને ગ્રહણ કરીશ?"

માણેક રોતી રોતી કહેવા લાગી, "આપ જો હમેશાં લૂટારાનો ધંધો કરતા હો, જો હજારો બ્રહ્મહત્યા, ગોહત્યા કે સ્ત્રીહત્યા કરતા હો, તોપણ આપ મારી પાસે દેવતા છો. આપે મને ચરણમાં જગા આપ્યાથી હું આપની દાસી થઇશ. પણ હું આપને યોગ્ય નથી, એટલું આપને સંભળાવવાનું બાકી છે."

મેં પૂછ્યું, "તે શું માણેક?"

તેણે કહ્યું, "મારૂં આ પાપી મન પારકાની પાસે વેચાયેલું છે."

હું ચમક્યો. પછી પૂછ્યું, "એ શું માણેક?"

તેણે કહ્યું, "હું સ્ત્રીજાત છું–આપની પાસે એનાથી વધારે હું શી રીતે કહું? પણ મોતી શેઠાણી બધું જાણે છે. જો આપ તેમને પૂછશો, તો બધું જાણવા પામશો. તે આપને કહેશે. મેં તેમને કહ્યું છે."

પછી તરત જ હું શેઠ પરમાનંદદાસને ઘેર ગયો. કેવી રીતે મોતી મારી જોડે મળી તે લખીને નકામો કાળક્ષેપ નથી કરતો.

મેં જોયું, મોતી ભોંય ઉપર પડીને મનમોહનદાસને માટે રડતી હતી, તે હું ત્યાં જતાં જ મારા પગ પર વીંટળાઇને વધારે રોવા લાગી. તે બોલી, "ક્ષમા કરો રણછોડદાસ! મને ક્ષમા કરો! તમારા ઉપર મેં જે જુલમ ગુજાર્યો હતો તેની વિધાતાએ મને સજા કરી છે. મારા પેટના પુત્રથી વધારે પ્રિય મનમોહનદાસ મારા દોષથી પ્રાણ ગુમાવે છે!

હું ઝેર ખાઇને મરીશ! આજે હું તમારી સામે ઝેર ખાઇને મરીશ !"

મારી છાતી ચીરાવા લાગી. માણેક રૂવે છે, મોતી રૂવે છે! એ બન્ને સ્ત્રીઓ છે, ને આંસુ પાડે છે; મારી આંખમાંથી આંસુ પડતાં નહોતાં, પણ માણેકની વાતથી મારા હૃદયમાંથી રોવાનો અવાજ નીકળતો હતો. એટલે મોતી રૂવે છે, માણેક રૂવે છે, ને હું એ રોઉં છું! વળી મનમોહનદાસની આ દશા છે! કોણ કહે છે કે સંસાર સુખદાયક છે? સંસાર અંધકાર છે!

મેં મારૂં પોતાનું દુઃખ એક કોરે મૂકીને પહેલાં મોતીનું દુઃખ પૂછ્યું. તે વેળાએ તેણે રોતાં રોતાં મનમોહનદાસના મંદવાડનો બધો વૃત્તાન્ત મને કહ્યો. સંન્યાસીની વિદ્યાપરીક્ષાથી લઇને મંદવાડના બિછાનામાં માણેકની જોડે મેળાપ થયા પર્યંત બધું તેણે કહી સંભળાવ્યું.

ત્યાર પછી મેં માણેકની વાત પૂછી. મેં કહ્યું, તેણે બધી વાત મને કહેવાને કહ્યું છે. માટે તે કહે.

તે વેળાએ તેણે તેની પાસેથી જે જે સાંભળ્યું હતું તે બધું અકપટથી મને કહ્યું.

માણેક મનમોહનદાસની છે, મનમોહનદાસ માણેકનો છે; વચમાં હું કોણ?

આ વખતે હું કપડામાં મુખ છુપાવીને રોતો રોતો ઘેર પાછો આવ્યો.

---

## પ્રકરણ ૨ જું.

હવે મેં આ ભવના બજારમાંથી મારી દુકાન ઉપાડી લીધી. વિધાતાએ મારા નસીબમાં સુખ લખ્યું નહોતું. પારકાનું સુખ શા માટે હું છીનવી લઉં? મનમોહનદાસની માણેક તેને સોંપીને હું આ સંસાર ત્યાગીશ, આ દુકાન કાઢી નાખીશ, આ હૃદયને શાસિત કરીશ. જે સુખ દુઃખથી અતીત છે, તેના જ ચરણમાં બધું અર્પણ કરીશ.

પ્રભો! તમને ઘણા શોધ્યા. તમે ક્યાં છો? દર્શનમાં કે વિજ્ઞાનમાં તમે નથી; જ્ઞાનીના જ્ઞાનમાં તે

ધ્યાનીના ધ્યાનમાં તમે નથી; તમે અપ્રમેય છો. એ વાસ્તે તમારા પક્ષે પ્રમાણ નથી. આ સ્ફુટિતોન્મુખ હૃદયપદ્મજ તમારૂં પ્રમાણ છે—એમાં તમે બિરાજો. હું દળનારીની આંધળી છોકરીનો ત્યાગ કરીને તમારી છાયા તે જગાએ સ્થાપન કરૂં.

શું તમે નથી? નહિ હો તોપણ તમારા નામે હું બધું ઉત્સર્ગ કરીશ. **अखंड मंडलाकारं व्याप्तं येन चराचरं तस्मै नमः** કહીને આ કલંકલાંછિત દેહ ઉત્સર્ગ કરીશ. તમે જે આપ્યું છે તે શું તમે લેશો નહિ? જો નહિ લો તો આ કલંકના અપવિત્ર બોજાને બીજો કોણ પવિત્ર કરશે?

શ્રી હરિ! તમારી પાસે એક નિવેદન છે. આ દેહ કલંકિત કોણે કરાવ્યો? તમે કે મેં? હું અસત્ અસાર છું; દોષ મારો કે તમારો? મારી આ મણિઆરની દુકાન કોણે સજાવી? તમે કે મેં? જે તમે સજાવી છે, તે તમને આપીશ. આ વેપાર હવે હું રાખીશ નહિ.

સુખ! તને સર્વત્ર શોધ્યું, પણ તું મળ્યું નહિ. સુખ નથી, ત્યારે આશાનું શું કામ છે? જે દેશમાં અગ્નિ નથી, તે દેશમાં બળતણ સંગ્રહ-કર્યાથી શું વળનારૂં છે?

મેં પ્રતિજ્ઞા કરી છે કે બધું વિસર્જન કરીશ.

બીજે દહાડે હું મનમોહનદાસને મળવા ગયો. મેં જોયું કે તે વધારે સ્થિર છે—પહેલાંના કરતાં પ્રફુલ્લિત છે. ઘણી વાર સુધી તેની જોડે વાતચીત કરી, તે પરથી મેં જાણ્યું કે મારા ઉપર તેને જે કંટાળો હતો તે હજી તેના મનમાંથી ગયો નહોતો.

ફરી બીજે દહાડે હું પાછો તેને જોવા ગયો. એમ દરરોજ તેને જોવા જતો હતો. તેની દુર્બલતા અને ક્લિષ્ટ ભાવ એ ઓછા થયાં નહિ, પણ ધીરે ધીરે સ્થિરતા થવા માંડી. પ્રલાપ દૂર થયો. ધીરે ધીરે તે પ્રકૃતિસ્થ થયો.

માણેકની વાત એક દહાડો પણ મનમોહનદાસના મ્હોડેથી મેં સાંભળી નહિ. પરંતુ એટલું તો

જોયું હતું કે, જે દહાડે માણેક તેને મૂળી આવી હતી, તે દહાડેથી તેનો રોગ મટતો હતો.

એક દહાડો જ્યારે તેની પાસે કોઇ નહોતું, ત્યારે મેં ધીરે ધીરે વિના આડંબરથી માણેકની વાત કાઢી. ધીરે ધીરે તેની અંધતાની વાત કાઢી, અને આંધળાના દુઃખની વાત કહેવા લાગ્યો. આ જગત્‌ની સંસારશોભા જોવામાં તે વંચિત છે– પ્રિયના દર્શનસુખથી તે આ જન્મમૃત્યુ પર્યન્ત વંચિત છે, એ બધી હકીકત તેની સામે મેં કહેવા માંડી. મેં જોયું કે તેણે મ્હો ફેરવ્યું; અને તેની આંખો આંસુથી પરિપૂર્ણ થઇ.

પ્રેમ છે ખરો.

તે વેળાએ મેં કહ્યું, "તમે માણેકના હિતવાદી છો, તેટલા માટે હું તમને એક સલાહ પૂછવા ઇચ્છું છું. એક તો તે વિધાતાથી પીડિત છે, તેમાં વળી મારાથી વધારે પીડિતા થઇ છે."

તે સાંભળીને તેણે મારા ઉપર આંખ તાકી.

મેં કહ્યું, "તમે જો ધ્યાન લગાડીને સાંભળો

તો હું કહેવામાં પ્રવૃત્ત થાઉં."

તેણે કહ્યું, "કહો."

મેં કહ્યું, "હું ઘણો લોભી અને સ્વાર્થી છું. તેના ચરિત્રથી મોહિત થઇને હું તેની જોડે પરણવાને તૈયાર થયો છું. અને તે મારી પાસે મોટી કૃતજ્ઞતાની જાળમાં બંધાયાથી, મારા કહેવા ઉપર રાજી થઇ છે."

તેણે કહ્યું, "શેઠ, શા માટે આ બધી વાત મને સંભળાવોછો?"

મેં, કહ્યું, "મેં વિચાર કરીને જોયું કે હું સંન્યાસી છું, અને જૂદા જૂદા દેશમાં ફરતો ફરૂં છું. તો આંધળી માણેક શી રીતે મારી જોડે દેશોદેશ ભટકે? તેથી હમણાં હું વિચાર કરૂં છું કે બીજો કોઇ સારો માણસ તેને પરણે તો તે સુખી થાય. તેને માટે હું બીજો વર શોધવા ચાહું છું. જો તમારા જાણવામાં કોઇ હોય તો મને કહો, એટલા વાસ્તે તમને આટલું કહ્યું."

તેણે જરા ઝડપથી કહ્યું, "માણેકને સાટે વૈરની કંઇ ખોટ નથી."

મેં કહ્યું, "ઠીક, ત્યારે એના લાયક વર કોણ છે?"

---

# પ્રકરણ ૩ જું.

..બીજે દહાડે પાછો હું શેઠ પરમાનંદદાસને ઘેર ગયો. મોતીને મેં કહાવી મોકલ્યું કે હું મુંબઇ છોડી જનાર છું અને હમણાં પાછો આવીશ નહિ. તે મારી શિષ્યા છે, હું તેને આશિર્વાદ આપીશ.

મોતી મને મળવા આવી. મેં તેને પૂછ્યું, "મેં કાલે મનમોહનદાસને જે કહ્યું હતું તે તેં સાંભળ્યું છે કે?"

તે બોલી, "હા સાંભળ્યું છે. તમે અદ્વિતીય છો. મને માફ કરો; હું તમારા ગુણ જાણતી નહોતી."

હું મૂંગો રહ્યો. તે વેળાએ લાગ જોઇને તેણે

પૂછ્યું, "તમે શા માટે મને મળવાની ઇચ્છા કરી હતી? શું તમે ખરેખર મુંબઇ છોડીને જવાના છો?"

મેં કહ્યું, "હા, જઇશ."

તેણે પૂછ્યું, "શા માટે?"

મેં કહ્યું, "કેમ ના જાઉં? મને જતો રોકનાર કોઇ પણ નથી."

તેણે કહ્યું, "અને હું રોકું તો?"

મેં કહ્યું "હું તારો કોણ જે તું મને રોકે?"

તે બોલી, "તમે મારા કોણ છો તે તો હું જાણતી નથી. આ પૃથ્વીમાં તમે મારા કોઇ નથી. પણ જો લોકાન્તર હોય.–"

બીજું કાંઇ તે બોલી નહિ. પછી મેં જરા વખત લગાડીને પૂછ્યું, "જો લોકાન્તર હોય તો?"

તે બોલી, "હું સ્ત્રી છું, દુર્બળ છું. મારૂં બળ કેટલું છે તે જાણ્યાથી તમને શું થશે? માટે કેવળ એટલું જ કહી શકું છું કે હું તમારી પરમ મંગળાકાંક્ષી છું."

હું મોટા વિચારમાં પડયો; પણ પછી બોલ્યો, "હું એ કહેવું માનું છું. પણ એક વાત હું કદી સમજી શકતો નથી. તે એ કે તું જો મારૂં મંગળ ઇચ્છનારી હતી તો મારી પીઠ ઉપર હંમેશાંને માટે આ કલંક શા માટે લખ્યું ? એ ભૂંસાઈ શકાતું નથી, કદી પણ તે ભૂંસાશે નહિ."

તે સાંભળીને તેણે માથું નીચું ઘાલ્યું. પછી થોડી વાર વિચાર કરીને તે બોલી, "તમે ખરાબ કામ કર્યું હતું; અને મેં પણ છોકરવાદ બુદ્ધિથી જ એવું ખરાબ કામ કર્યું હતું. જેની જે કસુર છે તેનો ન્યાય વિધાતા કરશે. હું ન્યાય કરનારી કોણ? હમણાં જે અનુતાપ મારા—, પરંતુ તે બધી હકીકત નહિ કહેવી જ ઠીક છે. શું તમે મારો તે અપરાધ ક્ષમા કરશો?"

મેં કહ્યું, "તારા કહ્યા પહેલાં જ મેં તે ક્ષમા કર્યો છે. વળી એમાં ક્ષમા શી? ઉચિત સજા કરી હતી; તેમાં તારો અપરાધ નથી. હું હવે આવીશ નહિ. હવે કોઇ વખતે પણ મારી જોડે તારૂં મ-

ળવું થશે નહિ. પણ જો તું કદી સાંભળે કે રણછોડદાસ ખરાબ ચાલનો નથી, તો તું મારા ઉપર જરા-અણુમાત્ર-પણ સ્નેહ કરશે કે?"

તે બોલી, "તમને સ્નેહ કર્યાથી હું ધર્મથી પતિત થાઉં."

મેં કહ્યું, "નહિ; હું તેવા સ્નેહનો ભિખારી હવે નથી. તારા સમુદ્રના જેવા હૃદયમાં શું મારે માટે જરા પણ જગા નથી?"

તેણે કહ્યું, "ના. જે મારો સ્વામી ન થતાં એક વાર મારા પ્રેમનો ઇચ્છુક હતો, તે પોતે મહાદેવ હોય તોપણ તેને માટે મારા હૃદયમાં જરાએ જગા થનાર નથી. લોકો પક્ષી પાળીને જેવો સ્નેહ કરે છે, તેવો સ્નેહ પણ આ લોકમાં તમારા ઉપર મારાથી કદી રખાવાનો નથી."

( વળી "આ લોકમાં" જવાદે. મોતીની વાત હું સમજ્યો છું કે નહિ તે કહી શકતો નથી; પણ તે તો મારૂં કહેવું સમજી નથી. પરંતુ મેં જોયું કે તે જરા રૂવે છે.)

પછી મેં તેને કહ્યું, "મોતી, મારે જે કહેવાનું બાકી છે તે કહી જાઉં છું. મારી કેટલીક જમીન છે તેની મારે જરૂર નથી. તે જમીન હું દાન કરી જાઉં છું."

તેણે પૂછ્યું, "કોને?"

મેં કહ્યું, "જે માણેકની જોડે પરણશે તેને."

તેણે પૂછ્યું, "તમારી બધી સ્થાવર મિલ્કત?"

મેં કહ્યું, "હા. તું આ દાનપત્ર હમણાં તારી પાસે બહુ છુપી રીતે રાખજે અને જ્યાં સુધી માણેકનું લગ્ન થાય નહિ ત્યાં સુધી એ જાહેર કરતી ના. લગ્ન કર્યા પછી માણેકના વરને એ દાનપત્ર આપજે."

આટલું કહીને તેના જવાબની રાહ નહિ જોતાં દાનપત્ર તેની પાસે મૂકીને હું ત્યાંથી ચાલ્યો ગયો. પહેલેથી જ બધો બંદોબસ્ત મેં કરી રાખ્યો હતો. હવે હું મારે મુકામે ગયો નહિ. એકદમ સ્ટેશન પર જઈને રેલવેમાં બેસી કાશ્મીરની તરફ નીકળી પડ્યો.

, દુકાન કાઢી નાખી.

## પ્રકરણ ૪ થું.

બે વર્ષ પછી એક વેળાએ હું ફરતો ફરતો વસઇમાં આવ્યો. ત્યાં મેં સાંભળ્યું કે પરમાનંદદાસના ઘરનાં માણસો અહિં આવીને રહ્યાં છે. તેથી ઉત્કંઠાને લીધે હું તેઓને જોવા ગયો. અને દરવાજા પર જતાંજ મનમોહનદાસની જોડે મેળાપ થયો.

તેણે મને ઓળખ્યાથી નમસ્કાર આલિંગન કરી મારો હાથ ઝાલીને ઉત્તમાસન પર બેસાડયો. ઘણી વાર સુધી તેની જોડે નાના પ્રકારની વાતચીત થઇ. તેની પાસેથી સાંભળ્યું કે તેણે માણેકની જોડે લગ્ન કર્યું છે. અને એકાન્ત જીંદગી ભોગવવા માટે તે મુંબઇ છોડીને અહિં વસઇમાં આવી રહ્યો છે. તેનાં માબાપ ભાઇ વગેરે મુંબઇમાં રહેછે.

મારી ધન સંપત્તિ પાછી લેવાને માટે તેણે મને ઘણું ઘણું કર્યું પણ કહેવું પડે એમ નથી કે મેં તેનું કહેવું કબૂલ કર્યું નહિ. આખરે તેણે માણેકને મળવાને માટે મને વિનંતિ કરી. મારી પણ તે

ઇચ્છા હતી. તે રસોડામાં જઇને માણેકને બોલાવી લાવ્યો.

માણેક મારી પાસે આવીને પગે પડી. મેં જોયું કે તેણે બરાબર મારા પગના ઉપર હાથ લગાડ્યા છે. એમ પગે અડકવા માટે આંધળાંઓનો સ્વાભાવિક નિયમ એવો હોય છે કે તેઓ ચારે બાજુએ હાથ ફંફોળીને પગ શોધે છે. પણ એણે તો એકદમ મારા પગ ઉપર હાથ મૂક્યો, તેથી હું કંઇક આશ્ચર્ય પામ્યો.

પછી તે મને પ્રણામ કરીને ઊભી રહી, પણ તેનું મુખ તેણે નીચું કરી રાખ્યું હતું. આથી મને વધારે આશ્ચર્ય લાગવા માંડ્યું. કેમકે આંધળાંઓની શરમ આંખને અવલંબીને હોતી નથી. આંખના મેળાપથી જે શરમ ઉત્પન્ન થાય છે તે તેઓને થઇ શકતી નથી અને તેથી તેઓ નજર છુપાડવા માટે માથું નીચું કરતાં નથી. એક વાત મેં તેને પૂછી, ત્યારે તેણે મ્હો ઊંચું કરીને પાછું નીચું જોયું. આથી મેં નિશ્ચય કર્યો કે તેની આંખોમાં કટાક્ષ છે.

ત્યારે શું જન્માંધ માણેક હમણાં જોઇ શકે છે? એ વિષે હું મનમોહનદાસને પૂછવા જતો હતો, એટલામાં તેણે જ મારે બેસવા માટે ખુરશી પાસે લાવવાને માણેકને હુકમ કર્યો. તે પ્રમાણે તે પાસે ખુરશી હતી તે લાવીને ત્યાં મૂકવા જતી હતી, તે વેળાએ તેના ઉપર પાણીનું એક ટીપું પડયું હતું તે તેણે પોતાના લૂગડાના છેડાવતી પ્રથમ લોહી નાખ્યું. હું બરાબર જોઇ રહ્યો હતો કે તેણે ખુરશી ઉપાડયા પહેલાં તેના પરનું એ ટીપું લૂછ્યું હતું. આથી મેં ધાર્યું કે સ્પર્શથી કદી તે જાણવા પામે નહિ કે ત્યાં પાણી પડેલું છે. માટે ખચીત તેણે તે પાણીનું ટીપું જોયું હતું.

તેથી હવે વધારે વાર હું મૂંગો રહી શકયો નહિ. મેં પૂછ્યું, "માણેક, હમણાં તું શું જોઇ શકે છે?"

તેણે માથું નીચું ઘાલીને કહ્યું, "હા."

આથી મેં આશ્ચર્ય પામીને મનમોહનદાસના તરફ જોયું. એટલે તેણે મારો ભાવ સમજી જઇને કહ્યું, "આશ્ચર્ય છે ખરું, પણ ઇશ્વરકૃપાથી ન થાય એવું,

શું છે? અમારા ઘરમાં એક સંન્યાસી વખતો વખત આવીને રહેતો હતો, તે મને બહુ ચહાતો હતો. તેણે જ્યારે સાંભળ્યું કે હું માણેકની જોડે લગ્ન કરવાનો છું, ત્યારે તેણે મને કહ્યું કે આંખે આંખ શી રીતે મેળવશો? કન્યા તો આંધળી છે? તેથી મેં મશ્કરીમાં કહ્યું, તમે તેનો અંધાપો મટાડો. ત્યારે તેણે કહ્યું, એક મહિનામાં હું તેનો અંધાપો મટાડીશ. તે પ્રમાણે તેણે ઔષધ આપીને એક મહિનામાં જ તેની આંખો સારી કરી."

હું વધારે આશ્ચર્ય પામ્યો. મેં કહ્યું, "જો નજરે જોયું ના હોત તો આ વાત હું કદીએ માનત નહિ."

આ બોલવું થતું હતું એટલામાં એક વરસ દહાડાનો છોકરો પડતો આખડતો ઊઠતો બેસતો ત્યાં આવી પહોંચ્યો. તેણે આવીને માણેકના પગમાં પડી એક બે ઠોકર ખાઇ તેના લૂગડાનો છેડો પકડીને ઉપર ચડવા માંડ્યું. અને તેના ગુંટણ પકડીને તેના મ્હોની તરફ જોઇને તે હસવા લાગ્યો.

યારે પછી થોડી વારે મારા મ્હો તરફ જોઈને હાથ ઊંચા કરીને મને કહ્યું "દા!" (જા!).

મેં પૂછ્યું- "આ કોણ છે?"

મનમોહનદાસે કહ્યું, "એ મારો દીકરો છે."

મેં કહ્યું, "એનું નામ શું રાખ્યું છે?"

મનમોહનદાસે કહ્યું, "રણછોડપ્રસાદ." તે પછી હું ત્યાં ઊભો રહ્યો નહિ.

**સમાપ્ત.**

---

# આ ગ્રંથકારનાં પુસ્તકો.

૧. સ્ત્રીહિત શિક્ષા ... ... ... ... ।≈
૨. બેન ડોરાનું જીવન ચરિત્ર ... ... )≡
૩. હિંદુ સ્ત્રીઓનાં યશોગાન... ... ... ।
૪. સીતા ચરિત ... ... ... ... ।
૫. સીતા વનવાસ ... ... ... ... ।
૬. ભરત પ્રભા... ... ... ... ... ॥
૭. ધાર્મિક પુરૂષો ... ... ... ... ।
૮. ઉદ્યોગી પુરૂષો ... ... ... ... ।
૯. મા અને છોકરાં ... ... ... ... ।
૧૦. કેવી રીતે બાળકને નીતિનું તથા મનનું શિક્ષણ આપવું ... ... ... ... ।≈
૧૧. કેવી રીતે પોતાની ચઢતી કરવી ... ।≈
૧૨. કેવી રીતે દેશની ચઢતી કરવી ... ।=
૧૩. અંગ્રેજોની પાસેથી શીખવાના ગુણ... ।=
૧૪. ઐતિહાસિક ચર્ચા ... ... ... ।=
૧૫. આપણા પૂર્વજો અને વેદના વારાનો હિંદુઓનો ઇતિહાસ ... ... ... ।=
૧૬. Noble Deeds of Boys ... ... ।=
૧૭. Noble Deeds of Men ... ... ।=
૧૮. Noble Deeds of Girls & Women ।≈
૧૯. પ્રેમ ચર્ચા... ... ... ... ... ।≈
૨૦ અશ્રુમતી નાટક... ... ... ... ॥

**મુખ્ય મુખ્ય ચોપડી વેચનારને ત્યાં મળશે.**

# આ ગ્રંથકારનાં પુસ્તકો.

૧ વીરમંડલ ભાગ બીજો ... ... ... ાા
૨ સ્વદેશ પ્રેમી પુરૂષો ... ... ... ... ।≈
૩ ભારત મહિલા ... ... ... ... ।≈
૪ સ્ત્રીજાતિ વિશે વિવેચન ... ... ... ાા
૫ માનું કર્તવ્ય ... ... ... ... ... ।
૬ પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્તન ... ... ।
૭ ભારતનો પ્રાચીન મહિમા ... ... ... ાા
૮ જ્ઞાન વચન ... ... ... ... ... ·)≈
૯ પુરૂ વિક્રમ નાટક ... ... ... ।
૧૦ જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ ।
૧૧ ધર્મનીતિ ... ... ... ... ... ।≡
૧૨ સાધન બિંદુ ... ... ... ... ।
૧૩ આર્ય કીર્તિ ... ... ... ... ાા
૧૪ પૌરાણિક આખ્યાયિકા ... ... ... ·)–
૧૫ ઉપકાર ... ... ... ... ... ·)–
૧૬ યોગતત્વ ... ... ... ... ... ·)–ાા

મુખ્ય મુખ્ય ચોપડીઓ વેચનારાઓને ત્યાંથી મળશે.

# આ ગ્રંથકારનાં પુસ્તકો.

## વંશની, પોતાની અને દેશની ઉન્નતિ સંપદાનનાં પુસ્તકો.

| | રૂ | આ. | પા. |
|---|---|---|---|
| વિદ્યાતત્વસિંધુ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| કેવી રીતે વંશમાં સારાં છોકરાં ઉત્પન્ન કરવાં? ... | ૦ | ૬ | ૦ |
| માનું કર્તવ્ય—કેવી રીતે છોકરાંનું લાલન પાલન કરવું? ... | ૦ | ૪ | ૦ |
| મા અને છોકરાં—કેવી રીતે છોકરાંને માણુસાઇમાં આણુવા? ... | ૦ | ૪ | ૦ |
| કેવી રીતે બાળકને સદ્ગુણનું અને મનનું શિક્ષણ આપવું ? ... | ૦ | ૬ | ૦ |
| કેવી રીતે પોતાની ચઢતી કરવી? | ૦ | ૬ | ૦ |
| કેવી રીતે દેશની ચઢતી કરવી? ... | ૦ | ૬ | ૦ |
| અંગ્રેજોની પાસેથી શીખવાના ગુણ. | ૦ | ૬ | ૦ |

## ધર્મ સંબંધી પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| કર્તવ્યકર્મ ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| ઉપનિષદ્ ... ... ... ... | ૦ | ૬ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| આર્યધર્મનીતિ ... ... ... | ૦ | ૬ | ૦ |
| જરથોસ્તધર્મનીતિ ... ... | ૦ | ૪ | ૦ |
| ખ્રિસ્તધર્મનીતિ ... ... ... | ૦ | ૨ | ૦ |
| બ્રાહ્મધર્મ ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન ... ... | ૦ | ૨ | ૦ |
| બ્રાહ્મધર્મ મત અને વિશ્વાસ | ૦ | ૨ | ૦ |
| ગૃહધર્મ ... ... ... ... | ૦ | ૨ | ૦ |
| કઠોપનિષદનો સાર ... ... | ૦ | ૧ | ૦ |
| શ્વેતાશ્વતરોપનિષદનો સાર... ... | ૦ | ૧ | ૦ |
| તલવકારોપનિષદનો સાર ... ... | ૦ | ૧ | ૦ |
| ભગવદ્ગીતાનો સાર ... ... | ૦ | ૨ | ૦ |
| ધર્મદીપિકા ... ... ... ... | ૦ | ૦ | ૩ |
| બ્રાહ્મધર્મ મતસાર ... ... ... | ૦ | ૦ | ૩ |
| કેશવચંદ્રનો પિતા પુત્ર સંબંધી ઉપદેશ | ૦ | ૦ | ૬ |
| વેદ અને પુરાણ વિશે ઉપદેશ ... | ૦ | ૦ | ૩ |
| અગ્નિધર્મ ... ... ... ... | ૦ | ૦ | ૩ |
| વૈરાગ્ય ... ... ... ... | ૦ | ૦ | ૩ |
| એક દેવ કે તેતરીશ કોટી દેવ? ... | ૦ | ૧ | ૦ |
| પ્રાર્થનાવલી ... ... ... ... | ૦ | ૦ | ૩ |

**મુખ્ય મુખ્ય પુસ્તકો વેચનારાઓને ત્યાંથી મળશે.**